બાળોપયોગી.

# જાદુઈ બાગ:

ભાગ ૧ લો.



કૃષ્ણપ્રસાદ ગિરજાશંકર ભટ્ટ.

કિંમત આઠ આના.

# જાદુઇ બાગ.

## ભાગ ૧ લો.

અંગ્રેજી ઉપરથી લેખક

કૃષ્ણપ્રસાદ ગિરજાશંકર ભટ્ટ;
મુ. અમરેલી ( કાઠીઆવાડ )

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા;
ઠે. પીરમશાહ રોડ; અમદાવાદ.

કિંમત આઠ આના.

# વિષયોની અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

બાળકોને આનંદ સાથે બોધ આપવાના લક્ષથી ભાઇ કૃષ્ણપ્રસાદે જે પ્રયાસ શરૂ કરેલ છે તેનું આ બીજું ફળ છે. તેમની રચેલી બાળગીતમાળા ચાર વર્ષ અગાઉ પ્રકટ થઈ અને શિક્ષણના વિષયમાં રસ લેનાર સજ્જનોએ તથા સાહિત્યપ્રેમી સાક્ષરોએ તેનો સારો સત્કાર કર્યાનું વાચક વર્ગના ધ્યાન બહાર નહિ હોય.

બાળગીતમાળામાં કવિતાદ્વારા—બાળકોથી સમજી શકાય અને બોધ લઇ શકાય તેવા વિચારો ચર્ચેલા છે. જ્યારે આ જાદુઇ બાગમાં ગદ્યદ્વારા સહેજ મ્હોટી ઉમ્મરનાં બાળકો રસ લઇ જ્ઞાન મેળવી શકે તેવી રચના છે.

ગુજરાતી ભાષામાં—અંગ્રેજીની માફક—પાઠય પુસ્તકો ઉપરાંત સામાન્ય વિષય સંબંધે સમજુતી આપનારાં, પાઠય પુસ્તકોની સાથે સાથે જ વાંચી શકાય તેવાં પુસ્તકો રચાયાં નથી—એ દિશામાં અત્યંત અલ્પ પ્રયાસ થયેલ છે અને તે સ્થિતિમાં જેટલે અંશે સુધારો થઇ શકે તેટલે અંશે સુધારો કરવાની શિક્ષણની સાથે જે સાહિત્યપ્રેમી ગૃહસ્થોનાં જીવન જોડાયેલાં છે તેમની તો ફરજ છે. ભાઇ કૃષ્ણપ્રસાદનું જીવન

શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો સમજાવવા કે ઠસાવવા અર્પેલું નથી પરંતુ પ્રેમકાર્ય તરીકે તેમણે તે સ્વીકારેલ છે તેટલે અંશે તેમના આ બીજા પ્રયાસ માટે તે વધારે ધન્યવાદને પાત્ર છે.

આ જાદુઈ બાગ એ એક અંગ્રેજી Magic Garden નામના પુસ્તકનો અનુવાદ છે. ઈ. સ. ૧૯૧૦ માં જ્યારે સુપ્રસિદ્ધ પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર શિક્ષણ સંબંધે નવીન યોજનાઓ તૈયાર કરતા હતા ત્યારે આ પુસ્તકનું ભાષાન્તર કરવા ભાઈ કૃષ્ણપ્રસાદને સોંપાયેલ. કેટલેક કાળે તે તૈયાર થતાં સ્વ. ભાઈ રણજીતરામને તે સુધારવા માટે આપવામાં આવેલ. તે તેઓ વાંચી ગયા હતા પણ સુધારા સૂચવવા પૂરતો અવકાશ તેમને મળેલ નહિ.

આ તૈયાર પુસ્તકની નકલનો લાંબે કાળે પણ જનસમાજને લાભ આપવા ભાઈ કૃષ્ણપ્રસાદને શુભ વૃત્તિ થઈ અને તેમાં રા. જીવનલાલ અમરશીની અનુકૂળ સહાય મળવાથી પુસ્તક આ સ્વરૂપમાં વાચકવર્ગ સમક્ષ મૂકી શકાયું છે જે માટે તે બન્ને ભાઈઓ અભિનંદનને પાત્ર છે.

આ વાર્તા નવલકથા કે ટુંકી વાર્તા કે Fairy Talesને મળતી નથી પરંતુ સંવાદની પદ્ધતિ ઉપર રચાયેલ છે અને મૂળમાંજ જે કંઇ શિથિલતા દેખાય છે તે ભાષાન્તરમાં પણ જણાય અને કૌતુકનો અંશ ઓછો હોવાથી

બાળકોને વધારે આકર્ષક નહિ જણાય. તોપણ વાર્તાનો બોધક ભાગ લક્ષમાં રાખી શિક્ષકોએ પુસ્તકની ઉપયોગીતા વધારવી ઘટે છે.

ભાષાન્તરની ભાષા સ્વચ્છ અને શિષ્ટ છે. ભાષાન્તરનો પહેલો ભાગ સ્વ. ભાઇ ભોગીન્દ્રરાવની દ્રષ્ટિ તળે થયેલ છે. અને જે કંઇ સ્વચ્છતા કે શિષ્ટતા આવેલ છે તેનો યશ તેમને પણ ઘટે છે.

ભાઇ કૃષ્ણપ્રસાદે પોતાના ઈતર વ્યાપારમાંથી જે અવકાશ મેળવી બાળકોને ઉપયોગી આ પુસ્તક લખેલ છે તેને માટે તેમને ખરેખર અભિમાન ઘટે છે. આપણા ગુજરાતમાં ઘણું કરી કટકે કટકે લખનારનો સમૂહ મોટો છે—તેમને અવકાશ હોય છે ત્યારેજ તેઓ સાહિત્યની સેવા કરે છે. પોતાની ગમે તે પ્રવૃત્તિ હોય તેમાંથી અવકાશ મેળવી આ સેવા કરવીજ એવી તેમણી પ્રતિજ્ઞા નથી હોતી તે શોચનીય છે અને તેટલે અંશે આપણું સાહિત્ય સમૃદ્ધ થવા બેનસિબ રહેલું છે.

આવી સ્થિતિમાં આ પ્રયત્ન આદરણીય છે.

આ ન્હાના પુસ્તકને આટલી પ્રસ્તાવના બસ છે.

*L. P. B.*

# બાળોપયોગી પુસ્તકો.

**બાળગીતા**–( પૂર્વાર્દ્ધ ) ખાસ બાળકોનેજ માટે વાર્તારૂપે લખેલો ભગવદ્‌ગીતાના પહેલા નવ અધ્યાયનો ટુંકો ને સરલ સાર. દૃષ્ટાન્ત તથા રમુજી વાતો સાથે. **કીંમત આઠ આના**

**મેજીકલેનટર્ન** યાને જાદુઇ ફાનસો–**કીંમત આઠ આના.**

**બાળગીતમાળા**–બાળ વર્ગથી ધો. ૭ સુધીનાં બાળકો માટે ચઢતા ક્રમનાં કાવ્યો ૧૮ ચિત્રો સાથે. ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલ છે. **કિંમત ચાર આના.**

**રત્નકણિકા** અથવા આદર્શભૂત નીતિના સિદ્ધાન્તો. આમાં ચાણુક્ય, વિદુર, શુક્ર, ભર્તૃહરિ, રામકૃષ્ણ પરમહંસ, કેશવચન્દ્ર સેન, બર્થોલ્ડ, બેન્જામીન ફ્રેંકલીન, વગેરે મહા પુરુષોના નીતિના સિદ્ધાન્તો વાર્તાના પ્રસંગોદ્વારા સરળરૂપે સમજાવેલા છે. **કીં. ૫ આના.**

**દલપત સતશાહી**–કવીશ્વર દલપતરામકૃત ૭૦૦ દૃષ્ટાંતિક દોહરા. ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે. કિં. ૪ **આના.**

**વિજ્ઞાનની વાતો.**--કર્તા કલ્યાણરાય નથુભાઇ જોશી; બી. એ. આ પુસ્તકમાં રસિક વાતોદ્વારા બાળકોને શરીરવિજ્ઞાનના તથા કુદરતના વિષયો સહેલી રીતે સમજાવેલા છે. **કીં રૂ. એક.**

દેશદેશની રસમય વાતો. } એજ કર્તા. દરેકની કીં. છ આના.
દેશદેશની માર્મિક વાતો. } ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે.

સૉક્રેટીસની જીવનકથા—ટુંકું જીવનચરિત્ર. ઇનામ માટે મંજુર થયું છે. કિં. બે આના.

પોતાનો પ્રયત્ન—ડૉક્ટર સ્માઇલ્સના એક પ્રકરણ ઉપરથી દાખલા દષ્ટાંતો સાથે. કિં. બે આના.

જાદુઇ બાગ—અંગ્રેજી ઉપરથી લેખક રા. રા. કૃષ્ણપ્રસાદ ગીરજાશંકર ભટ્ટ. બાળકોને ગમ્મત પડે ને રસથી વાંચવા તે આકર્ષાય તેવી બાળોપયોગી વાતો. બે ભાગમાં દરેક ભાગની કીં. આઠ આના

| | |
|---|---|
| બાળમિત્ર—( નવી આવૃત્તિ ). | ૦—૭—૦ |
| બાલવાડી—ભોગીન્દ્રરાવ દીવેટીઆ કૃત | ૦-૧૦—૦ |
| બાળવાર્તા—ગં. મ. વૈષ્ણવકૃત | ૦—૩—૦ |
| સંગીતવાર્તાવિનોદ— ,, ,, | ૦—૩—૦ |
| કેટલીક વાર્તાઓ | ૦-૧૦—૦ |

મળવાનું ઠેકાણું:—જીવનલાલ અમરશી મહેતા,

પીરમશા રોડ—અમદાવાદ.

# જાદુઈ બાગ.

## વિનુ અને વિજુ.

વિનુ અને વિજુ કરીને નાનાં હસમુખાં અને રમતિયાળ ભાઈ બ્હેન હતાં.

બધાંને જૂદી જૂદી ઇચ્છા થાય છે તેવી રીતે આ બે ભાઇ બ્હેનને જાદુઇ બાગ જોવાની ઘણા દિવસથી ઇચ્છા હતી. તેની માએ એક દિવસ જાદુઈ બાગ વિષે વાત કરી હતી, ત્યારથી તેઓ એ બાગ ખોળતાં, પણ ક્યાંઇ જડતો જ નહોતો. " ચાલો, જો જડે તો એક-વારં શોધી જોઇએ " એમ કહી બેઉ જણ જાદુઈ બાગ શોધવા સવારના પહોરમાં ઘેરથી નીકળી પડયાં. ઉનાળાના દહાડા હતા, અને તડકો ઘણો પડતો હતો; છતાં બેઉ બાળક ખેતરમાં થઇને જાદુઇ બાગ ખોળવા ચાલ્યાં જતાં હતાં.

એકાએક વિજુ ઉભી રહી, અને નજર માંડીને કાંઈક જોવા લાગી. પછી વિનુને કાનમાં કહ્યું, "પેલા ઝાડ નીચે કોણ બેઠું હશે ?"

થોડેક દૂર રસ્તાની એક બાજુ એક સુંદર છોકરી ફુલ વીણી વીણીને ટોપલીમાં ભરતી હતી. તે એવી ભલી દેખાતી હતી કે સૌ કોઇને એના ઉપર હેત આવે. વિનુ અને વિજુને લાગ્યું કે આ કોઈ વનદેવી હશે.

હરખાતાં હરખાતાં બેઉ જણાં તેની પાસે ગયાં; અને વિનુએ તેને વિવેકથી પૂછ્યું, "દેવિ, અમને જાદુઇ બાગમાં જવાનો રસ્તો બતાવશો ?"

**વનદેવીએ** ફુલ વીણતાં વીણતાં ઉંચે જોયું.

"તે તો ઘણે છેટે છે, બેટા." તે મ્હોં મલકાવીને બોલી.

વિનુઃ—"તેમાં કાંઇ અડચણ નહિ; અમને તમે રસ્તો બતાવશો એટલે અમે તે ખોળી કાઢશું."

**વનદેવી** કાંઈક વિચારમાં પડીને બોલી, "તમારે ત્યાં જવું જ હોય તો ગુલાબની પાંખડીઓનાં લૂગડાં

શીવીને પહેરજો અને ઘર ભણી દોડી જાઓ એટલે તમારા રસ્તામાં જ જાદુઈ બાગ આવશે. ”

એમ બોલી વનદેવી ત્યાંથી ચાલી ગઇ, અને ભાઇ બ્હેન એક બીજાં સામે ટગર ટગર જોતાં ઉભાં રહ્યાં.

થોડીવારે વિજુ બોલી, “આપણે આમ ઉભાં રહીશું તેમાં શું વળશે? ચાલો ફુલ વીણીએ.” પછી બન્ને ફુલ વીણવા લાગ્યાં.

બ્હેન ભાઇએ સારી પેઠે ફુલ વીણ્યાં, અને વિજુ-એ ઘાઘરીની ખોઇ વાળી તેમાં ભરી લીધાં, પછી તેનાં લૂગડાં શીવવા ઝાડ નીચે બેઠાં. કાંટાની સોય કરી, અને કરોળીઆની જાળના તાંતણાના દોરા કર્યા. વિજુએ શીવવા માંડયું અને વિનુ તેની પાસે બેઠો. તેને મનમાં થતું કે, મને શીવતાં આવડતું હોત તો હું પણ શીવવા લાગત. નવરાં બેઠાં વખત જતો નથી અને ગમતું એ નથી.

થોડીવારે વિજુ શીવી રહી. વિનુને હવે કાંઈક કામ મળ્યું. તેણે બ્હેનને કપડાં પહેરાવ્યાં, અને પછી

પોતે પહેર્યાં. ગુલાબની પાંખડીનાં નાજુક કપડાંને બટન ચોડાય નહિં, માટે તેને ઠેકાણે કાંટા ખોસ્યા.

વિજુઃ—"ભાઇ સાચવજે હો, નહિં તો જરાક વારમાં ફાટી જશે." પછી વનદેવીએ કહ્યું હતું તેમ બેઉ જણાંએ એક બીજાના હાથ પકડી ઘર તરફ ચાલવા માંડયું. મનમાં થતું હતું કે જાદુઇ બાગ દેખાશે કે નહિં, અને વળી એ કોણ જાણયે કેવોય હશે.

નવાઇની વાત એ હતી કે તેમના જાણ્યામાં આવે તે પહેલાં તો કયારનાં તેઓ જાદુઈ બાગમાં જ ફરતાં હતાં. ત્યાં તેઓ શી રીતે જઈ ચડયાં તે જાણવામાં નથી. પણ તે ઘણો મજાનો બગીચો હતો, અને એટલો મોટો હતો કે એક દિવસમાં બધો જોઈ રહેવાય નહિં. તમામ જાતનાં ફુલઝાડ ત્યાં ઉગ્યાં હતાં. આપણા બગીચામાં તો મોગરાને ઉનાળામાં જ ફુલ આવે, અને ગુલબાસને ચોમાસામાં જ આવે; એવું ત્યાં નહોતું. ત્યાં તો બધાંય ઝાડને બારે માસ ફુલ આવતાં.

આ જોઇને વિનુ ને વિજુ તો ખુશ ખુશ થઈ ગયાં,

અને જાદુઇ બાગના સુંદર રસ્તાઓ ઉપર ચારે બાજુ ફરવા લાગ્યાં.

"આપણે આખરે આવી પહોંચ્યાં, ખરું !!!" હરખના ઉમળકાથી વિજુ બોલી.

વિનુઃ—"પણ હું જેવો ધારતો હતો તેવો આ બાગ નથી. મેં તો જાણ્યું કે અહિં હિંચકા, માંડવા અને જાત જાતનાં જનાવરો હશે."

"અને હું તો ધારતી હતી કે અહિં વાજું વાગતું હશે, અને બધાં સુંદર ઘરેણાં લુગડાં પહેરીને ફરતાં હશે. અને વળી—"

"એમ કે ?–" કોઈ પાછળથી બોલ્યું. કોણ હશે એ જોવા પાછું વાળી જોયું, પણ કોઇ દેખાયું નહિં.

વળી પાછો તેવો જ અવાજ આવ્યોઃ "અહિં બીજા લોકો તો ફરવા નથી આવતા, પણ તમારા જેવાં નાનાં છોકરાં ઘણાં આવે છે. બીજે ઠેકાણે બગીચા હોય છે તેવો આ નથી. અહિં જે લોકો આવે છે, તે તો કોઈ કોઇને જોઈ પણ શકતા નથી."

વિનુ બોલી ઉઠયોઃ—"ત્યારે અમને પણ કોઇ દેખતું નહિં હોય ?" જવાબ મળ્યો કે, "તમને તો શું પરંતુ મને પણ કોઇ દેખતું નથી."

છોકરાં હસી પડયાંઃ "એ તો અમે જાણીએ જ છીએસ્તો, તમને બધેય ગોત્યા, પણ ક્યાંઈ દીઠા જ નહિં."

"હું વડ છું. મને એટલાં બધાં વરસ થયાં છે કે મારાથી ગણાતાં એ નથી."

વિનુઃ—"મને તારૂં થડ કાપીને જોવા દે તો હમણાં ગણી આપું."

વિજુઃ—"છાનો રહે ભાઈ, એવું કોઇને ખોટું લાગે તેવું ન બોલીએ."

વિનુઃ—"એમાં ખોટું શું લાગે ? આપણે ઝાડને કાપી જોઇએ તો એને જેટલાં વરસ થયાં હોય તેટલા વળ તેની અંદર ગણી શકાય."

વિજુઃ—"ખરૂં કહે છે !"

વિનુઃ—"હું કદી જૂઠું બોલું છું ?"

વડઃ—"વિનુ ખરૂં કહે છે."

વિજુઃ—" અમે કદી જૂઠું બોલતાં નથી માટે જ આ જાદુઈ બાગમાં આવી શક્યાં છીએ. પણ અમારે તમને કાપવાનો વિચાર નથી, હો ભાઈ. તમે કેવો સરસ છાંયો આપો છો ? "

વડ:—" હવે મને નિરાંત થઇ. " આટલું કહી વડે હસવા માટે પોતાનાં પાન ખૂબ હલાવ્યાં.

આ જોઇ વિજુ ધીમે ધીમે વડની છેક પાસે ગઈ, અને જાણ્યે તેને કાનમાં કહેતી હોય તેમ ધીરેથી બોલીઃ " વડભાઈ, તમે કહ્યું કે અહિં ઘણાં છોકરાં આવે છે, તો અમે તે છોકરાંઓની વાતો સાંભળવા અહિં આવ્યાં છીએ. અમારી માએ એકવાર કહ્યું હતું કે મને એવી ઘણી વાતો આવડે છે, કોઇક દિવસ તમને કહીશ. પણ તેને નાનો ભાઈ આવ્યો છે ત્યારથી તે જરાએ નવરી થતી નથી. ઘણા દિવસથી અમને એ વાતો સાંભળવાનું એટલું મન છે, કે અમે એકલાં રસ્તો પૂછતાં પૂછતાં અહિં આવ્યાં છીએ. તમે એવી વાર્તાઓ કહેશો ? " વિજુએ અચકાતાં અચકાતાં પૂછ્યું.

વિનુ તો ક્યારનો બોર વીણવા મંડી પડયો હતો. જાણે એમ બતાવતો હોય, કે હવે હું વાર્તા સાંભળવા જેવડો નાનો નથી. પણ જ્યારે વડે કહ્યું કે “ બેય જણ મારી પાસે બેસો તો વાર્તા કહું. ” ત્યારે તેનું મોં મલકાઇ ગયું. કેમ કે તેને પણ વાર્તા સાંભળવાનું બહુ ગમતું હતું.

## વડની વાર્તા.

વિનુ અને વિજુ વાર્તા સાંભળવા તૈયાર થયાં, એટલે વડ બોલ્યોઃ—“ એક વખત ફાગણ મહિનામાં ધરતીના પડ નીચે ઉંડાણમાં એક નાનો છોડવો દબાઇ રહ્યો હતો. ત્યાં અજવાળાનું નામ સરખુંએ નહોતું. તે છોડ એટલો નાનો હતો કે તેને માત્ર ઝીણું મુળીઉં અને બીડાઇ ગયેલી નાની નાની પાંદડીઓ જ હતી. આ નાના છોડને ધરતી ઉપર બહાર આવી સૂરજને જોવાનું ઘણું મન હતું. સૂરજની ગરમી ધરતીના પડમાં થઇને એને કાંઇક મળી હતી, તેથી તેનામાં ઉગવા-

ની શક્તિ આવી હતી, અને બહાર આવી તે જ ગરમીમાં ઝુલવાની તેને ઇચ્છા થઇ હતી.

"તે નાનો છોડ મનમાં બોલવા લાગ્યોઃ—"મારે સૂરજને જોવો જ છે. માથા ઉપર આ ભારે ધરતી છે, તેને ગમે તેમ કરી કોરી નાંખી ઉપરની તાજી હવા તથા સૂરજનું અજવાળું અને ગરમી મારે મેળવવાં છે, અને હું મહેનત કરીશ તો તે મને જરૂર મળશે."

"આવું બોલતો બોલતો તે નાનો છોડ હરરોજ થોડો થોડો વધવા માંડયો. તેનાં ઝીણાં મૂળીઆં વડે તે હરરોજ ભોંયમાંથી ખોરાક ચૂસતો હતો, અને રોજ વધારે ને વધારે મજબૂત થતો હતો. તેની પાંદડીઓ ધરતીના ઉપલ્યા પડની તેમ જ તાજી હવા તથા અજવાળાની પાસેને પાસે આવી પહોંચતી હતી. છેવટે તે છોડ હરખાઇને બોલ્યોઃ—"હાશ! હવે થોડીવારમાં ઉપર અવાશે."

"જેમ જેમ દિવસ જતા ગયા, અને તે મોટો થતો ગયો તેમ તેમ તેની ઉંચે વધવાની ઇચ્છા

વધતી ગઇ. તોપણ તે કદી અકળાતો નહિં, કે બહુ ઉતાવળ પણ કરતો નહિં. કારણ કે તે જાણતો હતો કે નકામી ધાંધલ કરવાથી કાંઇ વળતું નથી. હરરોજ ધીરજ અને ખંતથી તે થોડા થોડા ઉંચે આવતો હતો. જો કે તે કામ ઘણું જ કઠણ હતું.

"આખરે એક દિવસ તે છોડને ખાત્રી થઈ કે હવે મારી લાંબી મુસાફરીનો છેડો આવ્યો લાગે છે. પછી તેણે પોતાનાં મૂળીઆં વડે ખૂબ ખોરાક ચૂસ્યો, અને ઘણા જોરથી હામ ભીડીને ઉપર આવવાને અફર કૂદકો માર્યો. હા. તે જ ઘડીએ તે ધરતી બહાર આવ્યો, પણ અરે ત્યાં સૂરજનું અજવાળું જ નહોતું! તાજી હવા કે સૂરજની ગરમી, કશું તેને મળતું જ નહોતું. તે ધરતીની બહાર તો આવ્યો, પણ એક ઘણી ઠંડી, કઠણ ચીજ તેના માથા ઉપર આવેલી હતી. ગમે તેટલા બળથી કે હિંમતથી પણ તે ખેસવી શકાય તેમ નહોતી. તે એક પથ્થરની મોટી પાટ હતી.

"ગરીબ બિચારો છોડવો!"

"ઓ મારા બાપ ! હવે શું કરવું ?" તે ગભરાટમાં બોલી ઉઠયો. આટઆટલી મહેનત ફોકટ જાય તે કેવું કમનસીબ ! આ પથ્થર તે મારાથી કયારે ખસવાનો ?"

" આટલું છતાં તે હિંમત હાર્યો નહિં; અને વિચારવા લાગ્યો કે પથ્થર ન ખસે તો તેની કોરે કોરે રસ્તા ઉપર આવું તો કેમ ? "

" તેના મૂળીઆંના રેસા જમીનમાં દૂર પથરાયા હતા તેવડે તે કસ ચૂસી ચૂસી બળવાન બનતો ગયો. તેની પાંદડીઓમાં અને થડમાં આગળ વધવાનું જોર આવતું ગયું, અને જમીન ઉપર પથ્થરની અડોઅડ તે છોડ ધીમે ધીમે સરવા લાગ્યો. એકાએક તેને ઉપરની તાજી હવાનો સપાટો લાગ્યો ! હજી તે વધતો જ ગયો અને આખરે પથ્થરની કોર આગળથી બહાર આવી તાજી હવામાં અને સૂરજની ગરમીમાં તે મજબૂત છોડવો ઘણી બહાદૂરીથી ઉભો રહ્યો. હવે તેની પાંદડીઓ ઉઘડીને બહારની તાજી હવા પીતી હતી. તે પળે સૂરજે પણ વાદળાંમાંથી ડોકીઉં કર્યું અને તેને

કહ્યું, "આવી પહોંચ્યો બાપુ! બહુ સારૂં થયું!" એમ કહી તેને બચ્ચી કરીને સોનેરી બનાવી દીધો.

"છોડ પણ સૂરજનો ઘણો ઉપકાર માન્યો અને આ નવી સુંદર દુનિયામાં જૂદી જૂદી મઝાઓ માણવા દુનિયામાં જ રહેવાનો મનસુબો કર્યો. પછી તે એટલો તો મગન થયો કે સૂરજ આગળ તેનું હૈયું ઉઘડી ગયું એને તેની ડાંખળીએ ફુલની કળી બેઠી.

"તે છોડ કહે, "સૂરજ, ઓ સૂરજ, તું આવીને આ મારા નાનકડા ફુલને જુએ તો મને કેવું મીઠું લાગે?"

"સૂરજે ફરીને વાદળાંમાંથી ડોકીઉં કર્યું અને તે કળીને બચ્ચી ભરી, કે તરત જ તેની આંખયો ઉઘડી ગઇ. પછી તે છોડ અને તેના ફુલની સાથે આખો દિવસ અજવાળું અને ગરમી રહેવા લાગ્યાં. અને તેઓ ઘણાં સુખી થયાં."

વડની વાર્તા પૂરી થઇ એટલે વિનુ બોલ્યો, "બ....સ આવડી જ વાતો ?"

વડ કહે—"હા એવડી જ."

વિજુ ઝાડના છાંયડામાં બેઠી બેઠી એકી ટશે બાગ તરફ જોતી હતી, તે બોલી ઉઠીઃ "હું કાંઇક વિચાર કરતી હતી."

"શા વિચાર કરતી હતી ?" વિનુએ પૂછ્યું.

વિજુઃ—"હું એ વિચાર કરતી'તી કે તમે વાત કરી તે છોડવો આ જ બાગમાં ઉગતો હશે ?"

વડઃ—"ના, તે તો સાચા બાગમાં જ ઉગે."

વિજુઃ—"શું ત્યારે બધા છોડવાને સૂરજને મળવાનું મન થતું હશે ?"

વડઃ—"હા, બધાંયને થાય."

વિનુઃ—"અને બધાં ઝાડને પણ થાય ખરૂં કે ?"

વડઃ—"હા, શિયાળામાં બહુ ટાઢ પડે છે ત્યારે નહિં, પણ દહાડે દહાડે તડકા પડવા માંડે છે એટલે બધાં ઝાડ અને રોપાઓને સૂરજ બચ્ચી ભરે છે;

ત્યારપછી જ તેઓ ઝપાટાબંધ વસંતઋતુની શોભા આપવા તૈયાર થાય છે. જુઓને નાની કુંપળો કેવી...."

વિનુ વચમાં બોલી ઉઠયોઃ "તેનું અહિં શું છે? પણ અમને ખરેખરી વાત કહો."

વડઃ—"તું કેવો અવિવેકી છે? કોઈ બોલતું હોય ત્યારે વચમાં બોલી ઉઠાય?"

વિનુ ઝંખવાણો પડી ગયો. તે બોલ્યોઃ–"માફ કરજો વડભાઇ, માઠું ન લગાડશો. હું ઈરાદાપૂર્વક નથી બોલ્યો. ખોટી ટેવને લીધે વચમાં બોલી જવાયું પણ હવે કદી વચમાં નહિ બોલું. પણ જો તમે આમ વાતો કર્યા કરશોની, તો વિજુ તમારી પાસેથી ખસશે પણ નહિં. એ તો બહુ વાતુડી છે. પણ તમે કોઈ નવી વાર્તા નહિં કહો?"

વડે તેને શીયાવીયા થતો જોઈને કહ્યું:–"તારે જો બીજી વાર્તા સાંભળવી હોય તો કાંટાશેળીઆ પાસે જા. વિજુ મારી સાથે બેઠી બેઠી વાતો કરશે."

વિજુઃ—"ના, ભાઇ, એમ તો અમે છુટાં પડી

જઇએ. અમે બેય સાથે જઈશું. એકલાં પડી જઇએ તો અમને ગમે નહિં."

વડ—"ઠીક ત્યારે બેય સાથે જાઓ. આ રસ્તે થઈને જાઓ એટલે તમને રસ્તામાં કાંટાશેળીઓ મળશે. અને જો તે ખુશ મિજાજમાં હોય તો તેને વાર્તા કહેવાનું કહેજો. અને જો જરાક અકળાએલો લાગે, તો જરા આડીઅવળી વાત કહાડજો, એટલે તુરત લ્હેરમાં આવી જશે. એ બહુ વાતુડો છે. પણ જો જો હો ! એની બહુ પાસે જાઓ, ત્યારે સાચવીને જજો. નહિં તો કદાચ તમને એના કાંટા મારી દેશે. એ બહુ આકળો છે. ઠીક, જાઓ, પાછાં આવજો હો."

વિજુઃ—"બહુ સારૂં; જઇએ છીએ. હમણાં પાછાં આવીશું." એમ કહી બેય ભાઇ બ્હેન હાથમાં હાથ ભરાવી ચાલતાં થયાં.

રસ્તો ધાર્યા કરતાં લાંબો નીકળ્યો. આખરે તેનો છેડો આવ્યો અને જુએ ત્યાં સામે કાંટાશેળીઆનું ઝાડ હતું. વિનુ અને વિજુ હસતાં હસતાં માથું

નમાવી બોલ્યાં:–" કાંટાશેળીઆ ભાઈ, ખુશીમાં ?" કાંટાશેળીઓ અજાણ્યાં છોકરાંને જોઈ ઘુરકી ઉઠયો :– " કોણ આવ્યું છે એ ? તમે હશો ખુશીમાં. અમે તે શે સુખે ખુશીમાં હુઈએ ? "

છોકરાં જરાક ખશીઆણાં પડી ગયાં અને એક બીજાનાં મ્હોં સામું જોવા લાગ્યાં. ત્યાં તેમને વડની શીખામણ સાંભરી; એટલે તેમણે કાંટાશેળીઆ સાથે મીઠી મીઠી વાતો કરવા માંડી.

વિજુ કહે, " વાહ ! આ કેવી મજાની વાડી છે!"

કાંટાશેળીઓ જરાક ટાઢો પડી બોલ્યો, " કેમ જાણ્યું કે મજાની છે ? " હજુ તેનો મિજાજ ઠેકાણે આવ્યો નહોતો. તોપણ તે પહેલાંના કરતાં ઓછાં ઘુરકીઆં કરતો હતો.

વિજુએ કહ્યું:—" અમે અમારી આંખે જોઇ શકીએ છીએ ને ! "

કાંટાશેળીઓ:—" માણસની આંખથી બરાબર દેખાય જ નહિં."

"પણ અમારાથી દેખાય છે." વિજુ બ્હીતી બ્હીતી બોલી.

"હવે જોયું, જોયું તમે."

વિનુઃ—"માફ કરજો ભાઈ, પણ અમે ખરેખર જોઈ શકીએ છીએ."

"શું તમે ચશ્માં પહેર્યાં છે?"

વિજુઃ—"ના, પણ અમે વનદેવીના કહેવા પ્રમાણે ગુલાબની પાંદડીઓનાં લૂગડાં પહેર્યાં છે." તેના મનમાં એકાએક આ વિચાર સુઝી આવ્યો.

કાંટાશેળીઓ એકદમ આનંદમાં આવી જઇ બોલી ઉઠયોઃ—"હવે હું સહમજયો. તમે પેલા બે પથ્થર પર બેસો."

વિનુ અને વિજુ તેના કહેવા પ્રમાણે બેઠાં અને તેમના જીવમાં જીવ આવ્યો. કારણ કે "કાંટાશેળીઓ કોણ જાણ્યે કયારે હ્હેરમાં આવશે" એમ તેમને થયાં કરતું હતું.

કાંટાશેળીએ અગાઉ જેવો ધુરકતો હતો તેવો જ

હવે માયાળુ બની ગયો. તેણે કહ્યું, " બોલો, છોકરાંઓ, તમારે શું કહેવું છે ? "

વિજ્ઞુ કહે:—" અમે તો તમારી પાસે વાતો સાંભળવા આવ્યાં છીએ. "

" હં-તમારે વાર્તા સાંભળવી છે ? " આટલું કહેતાં તો કાંટાશેળીઆનું મ્હોં મલક્યું.

" હા, વડભાઈએ કહ્યું છે કે " તમે કાંટાશેળીઆ પાસે જાઓ તો તે તમને બહુ સરસ વાત કહેશે. "

" હા ! શા માટે નહિં ? હું અને વડ તો ભાઈબંધ છીએ. એ તો હવે મોટો થઇ ગયો છે અને હું તો માત્ર છોડવો જ રહ્યો છું. તો પણ આ બાગમાં આવ્યા એટલે મોટાઇ મૂકી દેવી પડે છે. અહિં તો નાનાં મોટાં સહુ સરખાં ! તેથી આ જાદુઇ બાગના રિવાજ પ્રમાણે હું અને વડભાઇ હજુ ભાઈબંધ જ છીએ. "

વિનુને મનમાં તો થતું કે આ નકામી વાતો છોડીને કાંટાશેળીઓ ક્યારે વાર્તા કહેવા માંડે. પણ તે પાછો ખીજવાઇ જાય, એમ ધારીને તે મુંગો મુંગો બેસી રહ્યો.

"હં ! ત્યારે તમે વાતો સાંભળવા આવ્યાં છો ખરું ને ?" તેણે ખોંખારો મારીને પૂછ્યું.

બન્ને છોકરાં બોલી ઉઠયાં:—"હા; પણ તમે કહો ત્યારે ના ?"

"ઠીક ત્યારે, હું તમને એક છોકરાની વાતો કહું છું."

વિનુ ઉતરેલે ચહેરે બોલ્યો, "એમાં તે શું ? કોઇ મોટા બાયડાની વાર્તા કહો તો ઠીક."

કાંટાશેળીઓ કહે:—"છાનો રહે, પાછળથી એ નાનો છોકરો મોટો બાયડો થયો હતો. આથી વિનુ અને વિજુ મુંગાં મુંગાં કાંટાશેળીઆ પાસે બેઠાં અને તેણે વાર્તા શરૂ કરી.

## કાંટાશેળીઆની વાતો.

"એક દિવસ એક નાનું બાળક પારણામાં ઘસઘસાટ ઉંઘતું હતું; અને તેની મા પાસે બેસી લુગડાં શીવતી હતી તથા પગવડે પારણાની દોરી ખેંચતી

હતી. શીવતાં શીવતાં તે પોતાના મનમાં ઘણા તરંગો દોડાવતી હતી:–" જાણુયે, થોડા મહિના પછી ગદુ મોટો થયો. ચાલણુ ગાડીએ ચાલતાં શીખી પછી શેરીમાં હડીઓ કાઢતો થશે. પછી વળી નિશાળે જશે. એમ કરતાં કરતાં ઘણે વર્ષે તે મોટો ભાયડો થઈ ધંધે રોજગારે વળગશે. " વગેરે વગેરે. આટલું વિચાર્યા પછી તે ઇચ્છવા લાગી કે " મારો ગદુ ભલો; હિંમતવાળો અને મજબૂત થાઓ. દુનિયામાં જે માણસો સારામાં સારા અને બહાદૂરમાં બહાદૂર ગણાઇ ગયા છે, તેવો એ થાઓ. અને તેની ભલમાનસાઇને લીધે મારી પેઠે બધા લોકો તેના ઉપર હેત રાખે."

" આમ વિચારતી તે જરાવાર શીવતી, તો જરા વાર ઉંઘતા નાના ગદુના મ્હોં સામું જોયાં કરતી. " અરેરે ! બિચારાં નાનાં છોકરાંનું કોઈ ન હોય તો તેમની શી વલે થાય ? મારો ગદુ મોટો થાય તે પહેલાં તો હું તેને આ શીખવીશ, ને તે શીખવીશ."

એવા વિચારે જ તે ચડી ગઇ.

." એટલામાં ગટુ જાગ્યો અને રોવા મંડયો. રડવા પરથી તેની માએ જાણ્યું કે " એ ભૂખ્યો થયો હશે " એટલે તરત તેને દુધ પાયું અને તે છાનો રહી ગયો. છોકરાને શું જોઇએ છે તે મા કેવી રીતે જાણી જતી હશે !? ધન્ય છે તેને !

" વળી પાછી ગટુની મા વિચારવા લાગી: " છોકરાં બિચારાં ફુલ જેવાં. કોઇ પાસે ન હોય તો બિચારાં રોઈ રોઈને મરી જ જાયને ? એમનાથી ઉઠીને જાતે કાંઇ પણ લેવાય છે ? કોઈ કાળજી રાખીને એમને ઓઢાડે નહિ તો બિચારાં ટાઢે પણ ઠરી જાય. અરેરે ! એમને સાચવવા મા ન હોય તો તેમની શી વલે થાય ! "

" ગટુની મા ઘણી ચતુર હતી. જ્યારે તે જાગીને રડતો, ત્યારે તેને શું જોઇએ છે એ તરત જાણી જતી. તે વ્હેલો મોટો થાય, ડાહ્યો થાય, એવું એવું તેને હાલરડાં ગાતી વખતે તે પ્રભુ પાસે માગતી. ઓહો ! શું માનું હેત ! અને શું માની કાળજી !

" ગટુ તો હજી ઉંઘતો જ હતો. તેની મા તેની

પાસે ગઈ, અને ધીમેથી તેને એક બચ્ચી ભરતાં મનમાં જ બોલી:—" આને માટે મારાથી જેટલું બની શકશે તેટલું કરીશ." એટલામાં ગટુનો બાપ બહારથી આવ્યો. તેને પણ તેણે આ બધી વાત કહી.

" તે જરાક હસ્યો અને ગટુને માથે હાથ ફેરવતાં બોલ્યો, " હું પણ ઈશ્વર પાસે એ જ માગું છું. ગટુને સાચું બોલવાની અને સારે રસ્તે જવાની હિંમત આવે, એથી બીજું શું રૂડું!"

" આ વાતને કેટલાંક વરસો વીતી ગયાં અને ગટુ મોટો થયો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેને માટે તેની માની ફીકર વધતી ગઈ. ઘણી વાર તે ગટુને પાસે બેસારીને પોતાના મનની બધી ઉમેદો તેને કહી સંભળાવતી. પણ ગટુ ઘણી વાર માની શીખામણ ભૂલી જતો.

" બા, તું કહે છે તે ખરું, પણ હરઘડીએ તો સારા નથી રહેવાતું." એમ જ્યારે ગટુ કહેતો ત્યારે તેની મા કહેતી, " બેટા, સારું કામ હમેશાં અઘરું

જ હોય છે, પણ તું પ્રયત્ન જ નહિં કરે તો તારાથી કોઈ દિવસ સારૂં કામ થઈ શકશે જ નહિં.

" બા, હું તે કરવા તો જાઉં છું; પણ વખત આવે છે ત્યાં કોણ જાણ્યે કેમ હું તારી શીખામણ ભૂલી જાઉં છું."

"તેની મા તેને પાસામાં લઈને કહેતીઃ "હવે બીજી વખત એવું થાય ત્યારે મને સંભારજે એટલે તું નહિં ભૂલી જા. જો ને, તું નહિં કરવાનું કરે તો મારા જીવને કેટલો કલેશ થાય ? મારા જીવને તારાથી સંતાપાય ?"

"પછી અદુ કાંઇ બોલતો નહિં; પણ મનમાં ઇચ્છતો કે " હું મા કહે છે તેવો ભલો અને હિંમતવાળો ક્યારે થાઉં ! ફરી મન દઇને પ્રયત્ન કરી જોઉં. જોઇએ, કેમ નથી થવાતું ?"

" બીજે દિવસે પાછો તે નિશાળે ગયો, એટલે તે માની વાત અને પોતે કરેલો ઠરાવ ભૂલી ગયો.

"હજી તેને હાથે કાંઇ ખોટું કામ તો થયું નહોતું; તેમ સારૂં એ નહોતું થયું. થોડા દિવસ તો એમને એમ ચાલ્યા કર્યું. પણ પછી એક બનાવ બન્યો.

" ગદ્દુ ઘણો હસમુખો હતો, તેથી બધા નિશાળીઆ તેને વ્હાલા હતા. તે હંમેશાં ખુશીમાં જ રહેતો. તેને રમવું ગમતું, તેમ પાઠ કરવા પણ ગમતા. આજે કોણ જાણે શું થયું હતું કે તે વર્ગમાં ઘણો જ ઉદાસ અને ચિંતાતુર થઇને બેઠો હતો. તેને બ્હીક લાગતી હતી. શાથી બ્હીતો હતો તે એ પોતે પણ સમજી શકતો નહોતો. નિશાળની બારીનો કાચ આજે ભાંગ્યો હતો. તે કોણે ભાંગ્યો તે કોઈ જાણતું નહોતું. ભાંગનાર ગમે તે હશે, પણ માસ્તર તેને સજા કરશે, એ આખો વર્ગ જાણતો હતો. પણ કાચ ભાંગનારને શી રીતે પકડવો? ભાંગનાર પોતાની મેળે માની જતો નથી, અને માસ્તર તેને પકડી શકતા નથી. વર્ગમાંથી કોઈએ ભાંગ્યો તે વાત ખરી, પણ કોણે ભાંગ્યો? માસ્તર કહે, " ગુનેહ્ગાર પકડાય નહિં ત્યાં સુધી હું પાઠ લેવાનો નથી. જો ખરો ગુનેહ્ગાર નહિં માની દે, તો તમને બધાને ગુનેહ્ગાર ગણવામાં આવશે, સમજ્યા?" છતાં કોઇએ માન્યું નહિં. એટલે માસ્તરે

હરેક છોકરાને વારા ફરતી પૂછવા માંડયું. હરેક જણ વારા પ્રમાણે અદબ વાળી ઉભો થતો, અને "ના, સાહેબ, આ મારૂં કામ નથી" એવું જરા પણ ડર્યો વિના બેધડક બોલી જતો. હરેક પળે ગટુને થતું કે હવે મારે ઉભા થઇને બોલવાનો વખત પાસે આવે છે. તેની મરજી તો સાચું કહેવાની હતી, પણ માસ્તર અને વર્ગના બધા છોકરા દેખતાં ખરૂં બોલી દેવાને મારી જીભ જ નહિં ઉપડે, એમ તેને નક્કી લાગતું હતું. તેની ઉપરનો છોકરો બોલીને બેઠો તે ઘડીએ ગટુના મનમાં એટલો ગભરાટ થતો હતો, તેનું કાળજુ એટલું ધડકતું હતું, તેના શરીરમાં એટલી ધ્રુજ વછૂટી હતી, કે પોતે શું બોલે છે અને ક્યાં ઉભો છે એનું તેને ભાન જ રહ્યું નહોતું. આવું તેનું મગજ ફરતું હતું. જયારે માસ્તરની આંગળી તેના તરફ આવી ત્યારે તેનું મ્હોં લાલચોળ થઇ ગયું, અને આંખો ચકળ વકળ થવા લાગી. તોપણ "સાહેબ, મેં........મેં........મેં....ભાંગ્યો...." એટલું તે ડચકાં ખાઇને પણ બોલી શકયો.

આ સાંભળીને માસ્તર ગુસ્સે થવાને બદલે એકદમ ખુશ થઇને બોલી ઉઠયાઃ " શાબાશ ગટુ, તેં આજે બધા વર્ગ ઉપરનો શક દૂર કર્યો છે, અને મોટી જીત મેળવી છે. "

જેઓ એમ ધારતા હતા કે " હવે ગટુને સારી પેઠે માર પડશે, " તેમને તો આ સાંભળીને ઘણો જ અચંબો લાગ્યો.

ગટુએ કાચ ભાંગ્યો હતો તેની કોઇને પણ ખબર નહોતી. પણ જે ઘડીએ તે બ્હીકનો માર્યો જૂઠું બોલવા જતો હતો, તે જ ઘડીએ તેને પોતાની માની આગળ કરેલો ઠરાવ યાદ આવ્યો. પોતે હિંમતવાળો થાય તો માને કેટલું બધું સારૂં લાગે, એ સાંભરી આવ્યું, તેથી તેની બ્હીક જતી રહી અને તેનાથી સાચું બોલી શકાયું. "

વિજ્ઞુ કહેઃ—" મને તો આ વાર્તા બહુ જ ગમી. " વિનુ કાંઈ બોલ્યા ચાલ્યા વગર એક દિવસ પોતાની નિશાળમાં એવું કાંઈક બન્યું હશે, તે વિષે

વિચાર કરવા લાગ્યો, અને તેને થયું કે, ગદુને ઠેકાણે હું પોતે હોત, તો કોણ જાણે મને શુંનું શું થાત!

એ દરમ્યાન વિજુ અને કાંટાશેળીઓ વાતો કરવા લાગ્યાં. વિજુ કહે, "મને તો આખી વાતમાંથી ગદુ નાનો હતો એ વખતની વાત બહુ ગમી. મારો નાનો ભાઈ પણ એવડો જ છે. એને શું જોઇએ છે તે મારી મા તરત જાણી જાય છે. એ રડે કે તરત જ બીજું કામ હાથમાંથી છોડી દઈને તરત જ દોડી જાય છે અને હું કે વિનુ રોતાં હોઇએ ત્યારે અમારી પાસે આવવાને એથી અડધીએ ઉતાવળ કરતી નથી."

કાંટાશેળીઓઃ—"એમ કેમ કરતી હશે?"

વિજુ ડોકું ધુણાવી બોલી, "જુઓને અમે કાંઇ ભાઇના જેવડાં નાનાં છીએ?"

કાંટાશેળીઓઃ—"બરાબર; તમે પડી જાઓ તો તમારી મેળે ઉભાં થઈ શકો. કાંઇ તમારા નાના ભાઇથી થવાય એમ છે?"

વિજુઃ—"નહિ સ્તો. પણ કાંટાશેળીઓ બાઇ, ગદુની

માની પેઠે પોતાનાં છોકરાં ડાહ્યા થાય એવું બધીએ માને ગમતું હશે કે ?"

કાંટાશેળીઓઃ—"ઘણીખરીને તો ગમે ખરૂં."

પછી વિજુ બોલીઃ "વારૂ, કાંટાશેળીઆ ભાઇ, આ વાત તે તમે જોડી કહાડી કે તમને કોઇએ શીખવી હતી ?"

કાંટાશેળીઓઃ—"આ વાત જોડયાને તો ઝાઝો વખત થયો. જ્યારે જ્યારે વડ તમારા જેવાં છોકરાંને મારી પાસે મોકલે છે, ત્યારે ત્યારે હું તેમને આની આ વાત કહું છું, કારણ કે વડની જેવી નાના છોડવાની વાત છે, તેવી જ આ મારી નાનાં છોકરાંની વાત છે. કેમ ખરૂં કે નહિં ?"

આ સાંભળી વિનુ તો છંછેડાઇ પડયોઃ "તમારી ને વડની વાત સુદ્દલે એક સરખી નથી."

વિજુને લાગ્યું કે કાંટાશેળીઓ વિનુને જંગલી ગણી કહાડશે, તેથી તેણે બને તેટલી નરમાશથી કહ્યુંઃ "જુઓને કાંટાશેળીઆભાઇ, બન્ને વાત બહુ મળતી હોય એમ લાગતું નથી, ખરૂં ?"

કાંટાશેળીઆને તો આથી બહુ જ માઠું લાગ્યું. તે પોતાના કાંટા બહાર કાઢીને બોલી ઉઠયો, " તમે જ સમજતાં હશો ખરૂં કે ? "

વિનુ અને વિજુ તો કાંટાશેળીઆને માઠું લાગ્યું જાણીને ઓછાં ઓછાં થઇ ગયાં, અને બોલ્યાં, "ભાઇ, કાંટાશેળીઆભાઇ, આમ બોલતાં બોલતામાં માઠું શું લગાડો છો ? અમને સમજાવો તો ખરા કે કઇ રીતે એ બે વાતો મળતી આવે છે. "

કાંટાશેળીયો હવે જરા ટાઢો પડયો અને પોતાના કાંટા અંદર ખેંચી લઇને બોલ્યોઃ-" સાંભળો. વડની વાતમાં જેવો પેલો છોડ નાનો હતો, તેવો અહિં ગટુ છે. છોડવો તેને પોષણ આપનાર સૂરજને ચ્હાતો, તેમ ગટુ પોતાનાં માબાપને ચહાય છે. જ્યારે તે પારણા-માં ઉંઘતો હતો અને તેનાં માબાપે તેને બચ્ચી ભરી તે જ ઘડીએ તેના જીવનનો એક સુંદર માર્ગ ઉઘડયો. તે માર્ગ કયો તે તમે જાણો છો ? "

વિનુ અને વિજુ બેઉ સાથે બોલી ઉઠયાંઃ " હા, હા, જાણીએ છીએ. "

કાંટાશેળીઓ કહેઃ—"ત્યારે જુઓ છોકરાં, હવે મને થાક લાગ્યો છે, અને વળી મને બપોરે જરા ઝોકું ખાઈ લેવાની ટેવ છે. તેથી જો તમારે હવે એ બીજી વાર્તા સાંભળવી હોય તો કોઈ બીજાની પાસે જાઓ."

"હા, કાંટાશેળીયાભાઇ, ભલે તમે હવે ઉંઘી જાઓ. તસ્દી માફ કરજો હોં ભાઇ." આટલું કહી બિજુ અને વિજુ બન્ને વડનું ઝાડ હતું તે તરફ ગયાં.

રસ્તે ચાલતાં તેમના માર્ગમાં એક મોટો આરસ-પહાણનો ફુવારો આવ્યો. તેની ટોચ ઉપર એક સુંદર પુતળું બેસાડયું હતું. ફુવારાની એક બાજુએ સોનાની સાંકળે ટાંગીને સોનાના પ્યાલા ટાંગ્યા હતા. છોકરાંઓને તરસ બહુ લાગી હતી એટલે ફુવારો જોઇને કહે, "ચાલો જરા પાણી તો પી લઇએ." એમ બોલી છોકરાંઓ ફુવારા પાસે ગયાં.

"પણ વિજુ, પાણી ક્યાંથી નીકળતું હશે વારૂ? અહિં તો કાંઇ ચકલી જેવું દેખાતું નથી."

"આ શું, જો, આ બટન જોયું?" એમ કહી

વિનુએ સોનાનું બટન દાબ્યું કે તરત ગૌમુખીમાંથી પાણીની ધાર થઈ.

કેવું મજાનું પાણી ! તાજું, સ્વચ્છ અને શીતળ ! વાહ રે વાહ ! બેઉએ ધરાઇને પાણી પીધું અને પછી ત્યાંથી જવા લાગ્યાં. ત્યાં કોઇક બોલતું સંભળાયું : " કેવાં નગુણાં છોકરાં છે ! પાણી તો ધરાઇને પીધું, પણ કુવારો કરાવનારનો જરા પાડ સરખોએ માનતાં નથી !"

અવાજ સાંભળતાં તેમણે ચારે તરફ જોયું પણ કોઇ દેખાયું નહિં.

" જરા ઉંચે જૂઓ ઉંચે. " ફરી તેવો જ અવાજ આવ્યો. આ સાંભળી જ્યાં ઉંચે જોયું ત્યાં તો કુવારા ઉપરનું પુતળું તેમના તરફ જોઇને હસતું હતું.

વિનુ કહેઃ—" બાઇ, અહિં તમે છો તેની અમને ખબર નહોતી. નહિં તો અમે એમને એમ મુંગાં મુંગાં પાછાં ન જાત. અને કોઇ ન હોય ત્યારે પાડ તે કોનો માનીએ ? "

પુતળું કહેઃ—" કેમ ? તમારે તમારી મેળે બોલવું

હતું ને ! કે જેણે તરસ્યાંને માટે પાણીનો આ હોજ બંધાવ્યો હોય તેનું કલ્યાણ થશે ?"

વિજુને આ વાત એવી ગળે ઉતરી ગઇ કે એ તો હરખથી તાળીઓ પાડતી પાડતી નાચવા કુદવા લાગી. પછી તેણે ઉંચી નજર કરીને જોયું તો જણાયું કે પુતળાંનો એક હાથ લાંબો કરેલો હતો, અને તેની ઉપર જાણયે હમણાં જ ઉડવાને તૈયાર થતું હોય તેવું સુંદર પાંખો પ્રસારતું ગરૂડપક્ષી બેસાર્યું હતું.

વિજુને "આ, શું" ? "પેલું શું ?" એવી એવી પૂછપરછ કરવાની બહુ ટેવ હતી. તે બોલી ઉઠીઃ—તમે આ ગરૂડને શા માટે હાથમાં બેસાડી રાખ્યું છે ?"

પુતળુ કહે, "એની તો બહુ લાંબી વાર્તા છે." વિનુ અને વિજુ બન્ને આતુરતાથી એકદમ બોલી ઉઠયાંઃ—"ના, ના, અમને કહ્યા વિના નહિ ચાલે.

પુતળું ઉપરથી નીચે ઉતરીને તેમની પાસે ઘાસ ઉપર બેઠું, અને બોલ્યુંઃ—"ઠીક ત્યારે ! તમારે એ વાર્તા સાંભળવી જ છે તો કહું છું." હસતાં હસતાં આટલું બોલી પુતળું બોલવા માંડયુંઃ—" સાંભળો છોકરાંઓ.

## ગરૂડ પક્ષીની વાર્તા.

ઘણાં વરસની વાત ઉપર એક ગામમાં એક નાનું સરખું ઘર હતું, અને તેમાં એક નાની ઓરડી હતી. ઓરડીમાં નહોતાં ટેબલ ખુરશી, કે નહોતાં રળીઆમણાં ચિત્રો અને મચ્છરદાનીવાળા પલંગો. તેમાં માત્ર ઓટા ઉપર થોડીક દાણાની કોઠીઓ, ગાદલાં ગોદડાં મુકવાનું નાનકડું મજુસ, અને એક ભાંગ્યો તુટયો ખાટલો હતો. આ ઘરમાં હરિ કરીને એક નાનો છોકરો રહેતો હતો.

હરિની મા બિચારી રાંડીરાંડ હતી, અને તે પારકું દળણું પાણી કરીને પૂરૂં કરતી હતી. હરિ તેનો એકનો એક છોકરો હતો.

એક દિવસ હરિ કયાંકથી ભીંજાવેલી માટીનો પીંડો લઇ આવ્યો, અને પોતાની ઓરડીમાં બેઠો બેઠો તેની સામું જોવા લાગ્યો. તેને ખબર હતી કે કેટલાક લોકો માટીનાં રૂપાળાં રમકડાં બનાવે છે. "મને આ માટીનું રમકડું ઘડતાં ન આવડે" એમ

કહી તેણુ માટીનો પીંડો પોતાની સામે મૂક્યો, અને તેને ચારે તરફ ફેરવી ફેરવીને જોવા લાગ્યો, તથા આંગળીઓથી તેનો ઘાટ ઘડવા લાગ્યો. ઘડતાં ઘડતાં તેને લાગ્યું કે, 'કોઈ દહાડો હું રમકડાં બનાવતાં શીખીશ અને ત્યારે એક ઘર ચણાવીશ તથા હું અને મારી મા તેમાં રહેશું. હું કહીશ કે–મા, હવે હું મોટો થયો અને કમાતાં શીખ્યો, માટે તારે હવે કોઇનું દળણું પાણી કરવું નહિં અને હું તને ગાડી લઇ આપીશ તેમાં બેસીને ફરવું અને આટલા દિવસ પારકાં કામ કર્યાં છે તેમાંથી વિસામો લેવો.* એમ કરતાં કરતાં હું બહુ સુંદર પુતળાં ઘડતાં શીખીશ, ત્યારે લોકો તે જોઇને કહેશે કે વાહ! ધન્ય છે એની અક્કલ હોંશીઆરીને! કેવાં મજાનાં બનાવ્યાં છે! જાણે હમણાં જ બોલી ઉઠશે! પછી તો લોકો બીજા મોટા માણસને માન આપે છે, તેમ મને પણ માન આપશે; અને એ જોઇ મા તો બિચારી રાજી રાજી થઇ જશે!"

* માતાની ચિંતા—("બાલગીતમાળા," પૃષ્ટ ૩૦).

હરિની પેઠે દરેક છોકરાઓ પોતે મોટા ભાયડા થઈને શું કરશે એવા વિચાર કરતા હોય તો કેવું સારું ?* આવા વિચાર કરતો જાય, મનમાં નવા નવા ઘાટ ઘડે તેની સાથે આંગળીથી પૂતળાંનો ઘાટ પણ ઘડતો જાય. આખરે કાંઈક ઘાટ તો આવ્યો, પણ પૂતળું ઘણું જ નાનું થયું. નાનાં છોકરાંએ કરેલું માટીનું રમકડું તે કેવુંક હોય ? તેણે ગરૂડ પક્ષીનું માથું તો બનાવ્યું હતું, પણ હરિ તેને જેવું ઘડવા ધારતો હતો તેવું તે ઘાટદાર નહોતું થયું. ગરૂડની ચાંચનો વાંક કેવો હોય છે તે તેને સાંભરતું નહોતું. અને માથું પણ ગરદન આગળથી વાંકું અને જરા બેડોળ થયું હતું. તેની પાંખનાં પીંછાં પણ બરાબર પીંછાં જેવાં નહોતાં થયાં.

એટલામાં તેની મા આવીને કહેવા લાગી, "ભાઈ, જરા ઉભો ઉભો બજારમાં જઈ આવ્ય ને." હરિએ માનું કહ્યું માની રમકડું અભરાઈ ઉપર મૂક્યું, અને દળેલો

---

* 'બનીશ ભાયડો બહાદૂર હું, કરીશ તે સમે કામ શું શું !' (બાલગીતમાળા, પૃષ્ઠ. ૬૫)

લોટ લઇ મોદીને આપવા દોડયો. રસ્તે જતાં તેણે ન જોયું લોકો તરફ કે ન જોયું ગાડી ઘોડા તરફ. જોતાં મોંમાં પાણી છૂટે એવી મીઠાઈની દુકાનો આવી પણ એકેની તરફ તેણે નજર સરખીએ ન નાંખી. લોટ આપીને તરત દોડયો દોડયો એક ખાંચામાં જૂની જોવા લાયક ચીજો વેચાતી હતી, ત્યાં જઇને ઉભો રહ્યો. એ દુકાનમાં મશાલો ભરીને સાચવી રાખેલું એક સાચું મરી ગએલું ગરૂડ હતું.

ગરૂડને જોઇને હરિ ત્યાં ઠરી જ ગયો.

"મારી પાસે એવું હોય તો તેને જોઇને મારૂં રમકડું કેવું મજાનું ઘડું ?" આમ તે વિચારવા લાગ્યો. આથી તેને ઘેર જતાં મોડું થયું અને તેની મા તેને બીજે ઠેકાણે કામે મોકલવાની હતી તેમાં વાર થવાથી તેને ઠપકો સાંભળવો પડયો.

રાત્રે સૌ ઉંઘી ગયાં ત્યારે હરિ પથારીમાંથી ઉઠયો, પેલું પુતળું અભરાઇ ઉપરથી ઉતાર્યું અને તે લઈને બારીએ જઇને બેઠો. સુંદર અજવાળી રાત હતી. ગરૂડનું રમકડું હાથમાં લઇને હાર નિરખી

નિરખીને જોતો હતો. "અરેરે! સાચું ગરૂડ ક્યાં અને આ પુતળું ક્યાં? બળ્યું આ!" એમ કહીને તે પુતળું નાંખી દેવા જતો હતો ત્યાં કોણ જાણે શાથી તે અટકી ગયો. તે ગમે તેટલું બેડોળ થયું હતું, પણ પોતે ઘડેલું હતું એટલે તેના પર હરિનો પ્રેમ ચોંટયો હતો. અને બીજી બધી વસ્તુ કરતાં તે માટીના રમકડાને વધારે ચહાતો હતો. પાછું તેને ભોંય ઉપર મૂકયું, અને અંધારૂં થઇને છેક દેખાતું બંધ થયું ત્યાં સુધી હરિ ત્યાં ખસ્યો નહિં.

"અરેરે! ભૂંડાં! તને તે કોણ લ્યે? રમકડા-વાળા આગળ તને શી રીતે લઇ જવાય?"

તે લમણે હાથ દઇને ઢીલો થઈ બેસી ગયો. તે જ ઘડીથી હરિના મનમાં કાંઈક ચાનક લાગી. શેની ચાનક લાગી તે તો તે પોતે પણ પૂરૂં જાણતો નહોતો, પણ મોટા માણસ થવું, નામાંકિત થવું, કીર્તિ મળે અને જગતમાં એકદમ નામના થઈ જાય, અને લોકો જોઇને ચકિત થઇ જાય તથા સહુ વાહવા!

વાહ્વા ! કરે એવું કાંઇક કરવું: એવા એવા વિચારની તે દિવસથી તેને લગની લાગી.

નિશાળમાં ભણવા જતો ત્યાં પણ તે આ જ ધૂનમાં રહેતો હતો. પાઠમાં તેનું ધ્યાન ચોંટતું નહિં, તેથી નંબર નીચે ઉતરતો ગયો. આથી શિક્ષકનો ઠપકો સાંભળવાનો પણ વખત આવ્યો.

એક દિવસ હરિ સાંજે નિશાળેથી ઘેર આવીને જુએ તો ત્યાં પેલું રમકડું અભરાઇ ઉપર નહોતું. ઘણુંએ ગોત્યું પણ જડયું જ નહિં. તે સૂકાઈને ભાંગી જવા આવ્યું હતું એટલે હરિની માએ સંઝવારી કાઢતાં તે કાઢી નાંખ્યું હતું. તે નાનું બેડાળ રમકડું હરિને મન મોટી વાત હતી. એ ખોવાતાં હરિને મન તો જાણ્યેં આખું જગત્ ડુબી ગયું હોય એમ લાગ્યું. તેને કશામાં ચેન પડતું નહોતું. તેનું બધું સુખ આજે લૂંટાઈ ગયું હતું. જે જે આશાઓ એ રમકડાને જોઈ જોઇને બાંધી હતી, તે બધી રમકડાની સાથે જ નાશ પામી ગઈ. ગરીબ બિચારો હરિ ! તે માથે ગોદડું ઓઢી ધરતી

ઉપર જ સૂઇ ગયો. થોડી વારે તેની મા આવી અને તેને રોતો જોઇને ઘણી દિલગીર થઈ.

" કેમ, બેટા, તને શું થાય છે ? મને નહિં કહે ? મારા બાપલીયા ! "

હરિએ ડુસકાં ભરતાં ભરતાં બધી વાત માને કહી.

" ત્યારે તેં મને શા સારૂ નહોતું કહી રાખ્યું ? હું શું જાણું કે તારે ખપનું હશે ? મેં તો વાસીદામાં વાળી નાંખ્યું."

આ સાંભળી બિચારો હરિ હીબકાં ભરી ભરીને રોવા લાગ્યો.

" રે માં, બાપુ, મારૂં કાળજું ફાટી જાય છે. "

" બા, તું જાણુછ કેટકેટલા મહિનાથી મારે રૂપાળું ઘાટદાર ગરૂડ બનાવવાનું મન હતું તે ? આ તો બરોબર નહોતું થયું પણ મને તે બહુ વ્હાલું હતું માટે મેં તે સાચવી રાખ્યું હતું. એક દિવસ હું મહાન શિલ્પી* થઇશ એવી મને ઉમેદ હતી, મા ! "

---

*પૂતળાં બનાવનારો.

તેની માએ તેને ભોંય ઉપરથી ઉઠાડી ખાટલા ઉપર સુવાડયો, અને તેની પાસે બેસી ધીરે ધીરે તેને પંપાળવા લાગી.

"બેટા, તું કહે છે તેવાં સુંદર પુતળાં ઘડતાં આવડવું એ કાંઈ રમતની વાત નથી; પણ તું તારાથી બનતું કરજે, અને તેમ થવામાં મારાથી તને જેટલી મદદ અપાશે તેટલી હું આપીશ."

ત્યારપછી ઘણે દિવસે એક વખત જ્યારે હરિ સુવા ગયો, ત્યારે તેના દફતર પાસે "માટીનાં પુતળાં બનાવવાની રીત" એ નામનું એક સુંદર પુસ્તક પડેલું તેણે દીઠું. તેની પાસે એક ચીકણી પાટીનું ઢેકું પડયું હતું, અને તેની નીચે એક કાગળની ચબરખી ઉપર "ચિ. હરીને તેની મા તરફથી ભેટ" એટલા શબ્દો લખ્યા હતા.

તેણે બાપડીએ મહેનત મજુરી કરી, તેમાંથી થોડા થોડા પૈસા બચાવ્યા હતા તેની એ ચીજો હરિ માટે આણી હતી.

વાર્તા આટલે સુધી આવી એટલે પેલા પુતળાએ વિનુ અને વિજુને પૂછયું:—“ કેમ હવે વાર્તા બંધ રાખશું ને ? ”

વિજુ કહે, “ હવે તો આખી વાર્તા કહો, અધુરી ન મૂકાય. ” પૂતળાએ વાત આગળ શરૂ કરી:—

પછી હરિ મોટો થયો અને તેણે પોતાની સ્વતંત્ર *શિલ્પશાળા ઉઘાડી. તે દરરોજ ત્યાં બેસીને પોતાનું જ્ઞાન અને કળા વધારતો ગયો, અને ઘણાં સુંદર જાત-જાતનાં પૂતળાં બનાવવા લાગ્યો. તે પોતાના ધંધામાં પાવરધો તો થયો હતો, પણ ઉંચી જાતના કારીગર થવા માટે હંમેશ કાળજી રાખતો અને પોતાનું કામ એવું ચોક્કસ રીતે ધ્યાન દઇને કરતો કે બીજા લોકો તેના ઉપરથી ધડો લેતા. પોતે બાંધી રાખેલા મનોરથો પાર પાડવાનો હરિને પાકો આગ્રહ હતો. તેથી તેણે મહેનત કરવામાં જરાએ કચાશ રાખી નહિં. તેને એવી ઉમેદ હતી કે બધા લોકો કયારે મારૂં કામ

*પૂતળાં ઘડવાની દુકાન.

જોઇને પસંદ કરે, અને મારી મા બિચારી ઘડપણમાં નિરાંતે ઠામ ઠરીને બેસે.

આટઆટલી મહેનત છતાં "હવે હું પૂરેપૂરો સુખી થયો" એવો સંતોષ હરિને થયો નહિં. તેનો ધંધો ધમધોકાર ચાલતો અને પાસે બે પૈસા ભેગા પણ થયા હતા. તોપણ તેના મનમાં તો હજી અસંતોષ જ રહેતો.

ત્યારપછી એક દિવસ આ જ જાદુઇ બાગમાં તે ફરતો હતો. તેને કોઇએ તમારા જેવાં ગુલાબનાં કપડાં આપ્યાં હશે. અહિં ફરતાં ફરતાં તેણે શા શા વિચાર કર્યા અથવા શી શી વાતો સાંભળી તેની તો મને ખબર નથી. પણ જ્યારે તેને અહિં આવ્યે ઘણો વખત થવા આવ્યો ત્યારે તેને જરા નવાઈ સાથે અસંતોષ થયો. પણ આ અસંતોષ તેને પોતાને માટે નહોતો.

તેણે પેલા વડના ઝાડને કહ્યું:—"આ બાગના જેવો સુંદર બાગ બીજે કોઈ ઠેકાણે નથી. બધી વાતે સંપૂર્ણ છે. આખી દુનિયામાં આવો બાગ નહિં હોય. પણ મને અહિં કાંઈક ઉણપ લાગે છે."

વડ૰ કહે, “ ખરી વાત છે. આ બાગ બધી વાતે સંપૂર્ણ છે પણ એક વાતે અધુરો છે.”

“ શી વાતે અધુરો છે ?”

“ અહિં પાણી જ નથી. અને જે છોકરાં અહિં રમવા આવે છે તે બાપડાં તરશે મરી જાય છે.”

પછી હરિ પોતાને ઘેર ગયો. અત્યાર સુધી તેને પોતાની જાત અને માના સિવાય બીજા કોઇને સુખી કરવાની ઇચ્છા સુદ્ધાં નહોતી થઇ. તે આજે જ પહેલ-વહેલો તેને બીજા માટે વિચાર આવ્યો. આજ સુધી તો પોતાનું કામ શી રીતે દીપી નીકળે એ જ તેની ઇચ્છા હતી. હવે તેને જાદુઈ બાગમાં રમવા આવનાર છોકરાં માટે કાંઇક કરવું જોઇએ એવી ઇચ્છા થવા લાગી.

તરત જ તેણે પાણીનો ફુવારો ઘડવાનું કામ શરૂ કર્યું, અને જ્યારે તે તૈયાર થયો એટલે તેને અહિં બેસાડયો. અલબત્ત તૈયાર થતાં વાર તો લાગી—કારણ કે હરિને એવી ટેવ હતી કે જે કામ કરવું તે પૂરું અને ખોડખાંપણ વગરનું કરવું—પણ જ્યારે તે તૈયાર થયો

ત્યારે હરિ ઘણો જ ખુશી થયો. તે શાથી ખુશી થયો તે હરિ પોતે જાણુતો નહોતો પણુ તેના જીવને ઘણો આનન્દ થયો.

"હવે કોઇ દિવસ કોઈ તરશે હેરાન થશે નહિ" એવું બોલી તેણુ કૂવારો ચાલૂ કર્યો.

વિનુ કે વિજુ બેમાંથી એકકેય આ વાર્તા પૂરી થયા પછી થોડીવાર સુધી તો કાંઇ બોલ્યાં નહિં. પૂતળું પાછું પોતાની જગ્યાએ ઉપર ચડી ગયું, અને પેલું ગરૂડ પક્ષી હમણાં જ ઉડવા જતું હોય તેમ તેના હાથમાં બેઠું હતું.

વિજુઃ—"વિનુભાઈ, હરિ શાથી સુખી થયો તે જાણ્યું કે ?"

વિનુ ડોકું હલાવતો હલાવતો ચાલવા માંડવું હોય તેમ ઉઠીને ઉભો થતો બોલ્યો:—

"હું જાણું છું ખરો પણુ કહેવાનું નહિં."

વિજુઃ—"હું એ એમ તો જાણું છું, હો !"

પછી પાછાં બન્ને જણાં વડનું ઝાડ ખોળતાં ખોળતાં ચાલવા માંડયાં; પણ અંધારૂં થવા આવ્યું હતું અને રસ્તો જડતો નહોતો. આથી બન્ને જરા ગભરાઈને એક બીજા સામું જોવા લાગ્યાં.

વિજુ—" અરે રામ! અહિં તો પથારી એ નહિં મળે ને ખાવાનું એ નહિં મળે! શું કરશું હવે?"

આવડા મોટા બાગમાં ભૂલાં પડીશું તો અંધારામાં એકલાં શી વલે થશે એવા વિચારથી બેઉને બીક લાગી. વિજુના પગ અને હોઠ થરથર ધ્રુજવા લાગ્યા; અને વિનુએ તે જોયું એટલે તેનું કાળજું પણ ધડકવા લાગ્યું. તો પણ થોડીવાર તે હોઠ દબાવીને ઉભો રહ્યો અને પછી વિજુને ધીરજ આપવા લાગ્યો— " ગભરાઈશ નહિં, હો! જો તો ખરી, અબઘડી કયાંઈક સૂઈ રહેવાનું જડશે."

વિજુ તો રોવા જેવી થઇ ગઇ હતી. તે બોલી:- " આપણે ભૂલાં પડશું તો ઘેર શી રીતે જવાશે?"

વિનુઃ—" હવે, નહિં ભૂલાં પડીએ, જો તો ખરી.

ચાલ મારી સાથે હું હમણાં રસ્તો શોધી કાઢીશ."
આટલું કહ્યું ત્યારે વિજુને ધીરજ આવી, અને ત્યાર પછી તેઓ બિલકુલ ગભરાયાં નહિં. બેઉ જણ એક બીજાનો હાથ પકડીને ચાલતાં હતાં, અને રાતની રાત સૂઈ રહેવાય એવી જગ્યા ખોળતાં હતાં. તેઓ બહુ દૂર નહિં ગયાં હોય ત્યાં તેમણે એક નાનું ઝુંપડું દીઠું. તેમાં કોદાળો, પાવડો, ઘાસ કાતરવાની કાતર એવાં એવાં માળીનાં ઓજાર પડયાં હતાં. એક ખુણે લીલું–સૂકું ઘાસ પણ પડયું હતું.

બન્ને ઝુંપડાંની અંદર ગયાં અને વિજુ ઘાસની પથારી કરતી કહેવા લાગીઃ—"હવે શી ફિકર છે. આજે આપણે ઘાસની પથારીમાં જ સૂઈશું."

વિનુઃ—" પણ ઓઢશું શું ?"

વિજુ કાંઈક ઓઢવાનું ખોળવા લાગી.

"જો પેલી ખીંતીએ ગુલાબના ફુલની બે ચાદર પડી છે તે લાવ્ય જોઇએ !"

પછી તે ચાદર ઓઢી બેઉ જણ આખી રાત

ઘસઘસાટ ઉંઘ્યાં. બીજે દિવસે સવારે જાગ્યાં ત્યાં તો તેમની આગળ દુધ રોટલો અને અથાણું કોઇ મૂકી ગયું હતું. ત્યાં કોઇ હાજર નહોતું. કોણ મૂકી ગયું હશે?

બેઉ જણે દાતણ કરી શીરાવી લીધું. પછી વિજુ બોલીઃ—"આજ આપણે કઇ તરફ જઇશું?" એટલામાં તો બ્હારથી કોઇએ બારણું ઠોકયું.

વિજુઃ—"ભાઇ, જે હો તે અંદર આવો." એટલે બાગનો ગુપ્ત માળી અંદર દાખલ થયો.

પહેલાં તો છોકરાંઓએ તેને ઓળખ્યો નહિં, કારણ કે તે દેખાતો નહોતો. પણ તે નાની ગાડી ફેરવતો હતો તેથી જાણ્યું કે કોઇ છે ખરૂં; કારણ કે જાદુઇ બાગમાં એ ગાડી એની મેળે ફરે નહિં.

વિજુઃ—" આવો ભાઇ, ખુશીમાં છો?"

તે કહેઃ—"હા. તમે પણ મજામાં છો ને?"

વિજુઃ—"તમે કોણ છો, તે જરા કહેશો?"

"હું માળીનો નોકર છું. આ તો હું મારાં બીયાં લેવા આવ્યો છું. આજે વાવેતર કરવાનું છે."

વિજુઃ–“તમે વાવતા હો ત્યાં અમને આવવા દેશો?”

માળીએ કહ્યું, “હા....આ. ખુશીથી આવજો ને.”

ઉંચે એક અભરાઈ પર પેટી હતી તેમાંથી તેણે બીયાં લીધાં; ગાડીમાં ખાતર ભર્યું અને જ્યાં બી વાવવાનાં હતાં તે તરફ ગાડી દોડાવતો દોડાવતો ચાલ્યો ગયો. છોકરાંઓ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યાં.

જ્યાં આગળ તે બીજ વાવતો હતો તેની નજીક પાકા લાલ રંગના છોડ ઝુમખાબંધ ઉગ્યા હતા. બધા જૂદી જૂદી જાતના છોડને એક જ રંગનાં ફુલ લાગે એ તો બહુ નવાઇ જેવું.

વિજુઃ—“ આવા છોડ તો મેં આજ જ જોયા. એ શેના હશે ? ”

માળી કહેઃ—“ એ છોડ “ પ્રેમના ” છે. આવી શાંતિવાળી જગ્યાએ જ તે ઉગી શકે છે. આ એનાં બીજ છે, તેને “ સગપણ ” કહે છે. ”

વિનુને કાંઈ સમજ ન પડી, તેથી બોલ્યોઃ— “ સગપણ તે વળી શું ? ”

માળી:—"હું! સગપણમાં સમજતો નથી!" માળી હસવા લાગ્યો, પણ છોકરાંએ તે દીઠું નહિં.

"ત્યારે આ બીજ અહિં શી રીતે આવ્યાં તેની તમને વાત કહું છું, હો!"

બેઉ જણ બોલી ઉઠયાં, "હા-હા-કહો." તેમણે જાણ્યું કે વળી પાછી વાત સાંભળવાની આવી.

માળી કામ કરતો ગયો અને બોલતો ગયો તેથી વિનુ અને વિજુ તેની પાસે બેઠાં. બોલનાર દેખાય નહિં અને કાને સંભળાય એ તેમને નવાઈ જેવું તો લાગ્યું. તે માળીએ વાર્તા કહેવા માંડી.

## લાલ ગુલાબના બીજની વાર્તા.

થોડાં વરસ ઉપર આ બાગના છ છ વારના કયારા કરવામાં આવ્યા હતા, અને કયારાને ફરતી વાડ બાંધી હતી. હમણાં જેમ બધા ફુલના છોડ સાથે ઉગે છે તેમ તે વખતે નહોતું. ત્યારે તો દરેક કયારામાં જૂદા જૂદા ફૂલછોડ ઉગતા હતા. તે વખતે કરેણનું ફુલ આવળનાં ફુલ સાથે બોલતું નહિં. કારણ

કે જો કે કરેણના ફુલમાં સુગંધ નહોતી, તોપણ તે પોતાને આવળના ફુલથી વધારે રૂપાળું માનતું હતું. વળી ગુલાબ તો જ્યાં હોય ત્યાં ફુલોનો રાજા ગણાય એટલે તેને તો કરેણની પાસે આવતાં પણ શરમ લાગતી. બધેય આવા ભેદભાવ તે વખતે હતા. એ વખતે બાગમાં એક ભાગ ખાલી પડયો રહ્યો હતો. પણ બધાં ફુલ એ વખતે એવાં અભિમાની થઇ ગયાં હતાં કે તેમાં કોઇ ઉગતું જ નહિં. જેટલાં બીયાં તે ભાગમાં પડે કે વાવવામાં આવે, તે બધાં આપઘાત કરીને મરી જતાં, પણ એ ભાગમાં ઉગતાં જ નહિં. આવી રીતે બાગના અમુક ભાગમાં જ ઉગવાનું સહુ ફુલોને ગમતું. એટલે તેઓ પોતાની હદ ઓળંગીને આગળ જતાં નહિં. પોતાને વાવવાની ઋતુ આવે ત્યારે તેઓ પોતાનાં બાળક બીયાંને પોતાને ગમતા કયારા-ઓમાં વાવવા માટે તૈયાર રાખતા, પણ પેલા ખાલી પડેલા ભાગમાં તેમને જવા દેતા જ નહિં. આપણી માતા આપણા ઉપર હેત રાખે છે, તેટલું જ હેત

તે ફુલઝાડો પોતાનાં બાળક બીયાં ઉપર રાખતાં. અને આ બીયાંઓને પણ ખબર નહોતી કે પોતાની મા સિવાય બીજું કોઇ પોતાનું સગું હોય. તેઓ એમ પણ નહોતાં જાણતાં કે આ બાગના બીજા ભાગમાં ઉગેલા ફુલછોડ તેમનાં સગાં હતાં; એટલે તેઓ બીજા બાગની અથવા તો તેમાં ઉગેલા છોડની ખબર તો શા માટે જ રાખે! ફક્ત પોતાના ક્યારામાં જ ઉગેલાં ભાઇ બ્હેનોના સહવાસથી તેઓ સંતોષ પામતાં અને બીજી કોઇ પણ બાબતની માથાકુટ કરવાને બદલે પવનનો હિંડોળો બનાવી આકાશમાં ઝુલતાં અને માંહોમાંહે હસતાં, જાણ્યે કે તેમની દ્વારા ઈશ્વરની આંખો પણ હસતી હોય!*

તેઓ એટલાં બધાં હતાં કે રમતમાં કોઇને એકલું પડી ગયું લાગતું નહિં, તેથી આપણામાં ડાહ્યાં ભાઇ ભાંડુઓ જેવી ગમ્મત કરીએ છીએ તેવી નવી નવી ગમ્મત તેઓ હર હમેશ કરતાં. આમ કરતાં કરતાં એક છોડવાને નવું સાહસ કરવાનું મન થયું.

---

* 'દેવની પાંપણ જેવાં ફુલ' (બાળગીતમાળા, પૃષ્ઠ ૯.)

આ છોડવાની માનું નામ “લાલ ગુલાબ” હતું, અને પોતાનું નામ ગુલબાસ હતું.

જ્યારે જ્યારે મોટો માળી બાગમાં આવતો ત્યારે ગુલબાસ તેને કહેતું કે, “ભલા માણુસ, હવે તો તમે મને અહિંથી બહાર લઇ જાઓ એટલે દુનિયામાં મારે લાયક બીજું શું શું છે, તેની મને ખબર પડે. આ એક જ બાગમાં પડી રહેવાનું કાંઇ કારણ હોય એમ મને લાગતું નથી.”

છેલ્લે તે મોટા માળીએ ગુલબાસની વિનંતિ સાંભળી અને તેને ત્યાંથી ઉપાડીને પેલા ખાલી .પડી રહેલા ભાગમાં–જ્યાં આજ સુધી બીજું કોઇ ઉગતું જ નહિં ત્યાં વાવ્યું. એને વાવવા માટે બીજું કોઇ ઠેકાણું ખાલી નહોતું. પહેલાં તો એ ભાગમાં કોઇ છોડ ઉગી જ ન શકતો; પણ નવાઇની વાત છે કે ગુલબાસનો છોડ તો ત્યાં તરત જ ઉગી નીકળ્યો. સૂર્યે તેને બચ્ચી ભરી કે તરત જ ઉની જમીન નીચે તેનો કાંટો કાઢીને ચારે બાજૂ જોવા માંડ્યું.

અહિં પહેલાં તો તેને બહુ મજા પડી. પણ પછી જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેને રમત માટે ભાઇ ભાંડુની ખોટ લાગવા માંડી.

ત્યાં બીજાં કોઈ ફુલનું મ્હોં દેખાતું જ નહોતું. પછી તો મોટા માળીએ બીજાં બીઆં પણ તે જ કયારામાં વાવવા માંડયાં. કારણ કે એને એમ લાગ્યું કે બીજાં બીઆં પણ ત્યાં ઉગે તો બિચારા ગુલબાસ-ને પણ સોબત મળે.

એક દિવસ બિચારા ગુલબાસે નિસાસો નાંખ્યો અને મનમાં બોલ્યું કે, "મારાં ભાઇ ભાંડુને તે હવે હું કેમ કરીને ગોતી કાઢું ! હું તો રાજકુટુંબમાંનું છું, અને આ નવાં ઉગેલાં ફુલો તો બધાં હલકાં કુટુંબનાં છે. તો મારાથી એમની સાથે વાતો શી રીતે કરી શકાય ?"

એક બાજુએ નવાં ફુલોને પણ વિચાર થયો કે "અમને અમારાં કુટુંબ માટે જેવી ચિંતા થાય છે એવી કોઇને નહિં થતી હોય. અમારૂં કોઇ સગું પણ અહિં નથી એટલે અમને કેવું એકલું એકલું લાગે છે !"

એ બન્ને બાજુ એવા વિચાર ચાલતા હતા ત્યારે મોટો માળી ત્યાં આવ્યો અને તેણે છાનુંમાનું આ બધું સાંભળી લીધું, પછી તેણે મોટેથી કહ્યું:—" તમે સહુ દેખાવમાં જૂદાં જૂદાં છો, પણ ખરી રીતે તો તમે સૌ એકજ કુટુંબનાં છો. કરેણુ અને ગુલબાસ તથા સહા-સોહાગણ વગેરે બધાં મશીયાઇ ભાઇભાંડુ જ થાય. માટે તમને બધાંને સાથે બહુ મજા પડશે. "

કેવું મજાનું થયું ! પછી તો તે સૌ ખુબ વાતો કરવા લાગ્યાં, અને થોડાજ વખતમાં તેમને મિત્રતા થઇ.

લગભગ એ અરસામાં જ ખાલી જગ્યામાંથી બીજા છોડે પણ પોતાનું મ્હોં બતાવ્યું, અને તેણે બીજા છોડની પેઠે એકલપેટા રહેવા માંડયું. કારણ કે તેને પોતાના કુટુંબનો કોઇ છોડ ત્યાં મળ્યો નહિં.

ગુલાબ અને કરેણના છોડવા તો મોટા થઇ ગયા હતા એટલે તેઓ તો બિચારા આ પુલવેલને ધિક્કાર-તા હતા. તેઓ બન્ને માંહેમાંહે વાતો કરવા લાગ્યા કે, " આ નવી પુલવેલ તો આપણામાંના કોઇની સગી

નથી, એટલે એને આપણી સાથે બિલકુલ બનશે નહિ."

પણ ગુલબાસને હવે ગુલાબ જેવા મોટા ફુલનું અભિમાન નહોતું રહ્યું. એટલે એનું મન માયાળુ થયું હતું. તેથી તેણે એ ફુલવેલને એકલી પડી ગએલી જોઈ એટલે એને તેની દયા આવી. બિચારી ફુલવેલને વાત કરવા માટે સગાંવહાલાં, મિત્રમંડળ કે ભાઈભાંડુ કોઇ નહોતું. આ જોઈને લાલ ગુલાબના માયાળુ બાલક ગુલબાસે પોતાની મશીયાઈ બ્હેન કરેણને પૂછ્યું કેઃ—"આપણે એને આપણા કુટુંબનું માણસ ગણીને એના તરફ માયા રાખીએ તો કેવું સારૂં!"

કરેણે થોડોક વખત વિચાર કરીને જવાબ આપ્યો, "પણ તે કેવી રીતે બની શકે?"

ગુલબાસે કહ્યુંઃ—"આપણે એને આપણી સગી ગણીશું અને એને બ્હેન કહીને બોલાવીશું એટલે એને એકલી પડી ગયા જેવું નહિં લાગે."

કરેણે આ વાત કબુલ કરી, અને તેઓએ ફુલ-

વેલને એક દિવસ પોતાને ત્યાં જમવા નોતરી. ફુલવેલે પણ ખુશી થઇને કબુલ કર્યું કે " આપણે દૂરનાં પણ સગાં તો હઇશું જ. બધા છોડવાઓ વનસ્પતિ વર્ગના ગણાય એટલે તે તો એક મોટી નાત થઇ. અને એ નાતમાં પણ આપણે બધાં નો ફુલવાળાં એટલે આપણું સગપણ તો પાસેનું જ ગણાય."

કરેણે પણ આ વાત કબુલ કરી, અને ત્રણે જણાં એક બીજાનાં સગાં તરીકે આનંદ અને સંતોષથી સાથે રહીને આનંદ કરવા લાગ્યાં.

એ પછી તો મોટા માળીએ બીજા ઘણાં બીયાં તે ખાલી ભાગમાં વાવ્યાં. અને સૂર્યે તે બધાંયને બચ્ચી કરી જીવતાં કર્યાં, અને તે બધાંયને મજાનાં ફુલ આવ્યાં. આગળ જતાં તો બધાંય ફુલછોડને છોકરાં થયાં; અને એ બાલક બીયાં જમીનમાં સંતાઇ ગયાં હતાં ત્યાંથી સૂર્યે તેમને બચ્ચી કરી નાના છોડ બનાવી દીધાં, અને તે પણ તેમનાં માબાપ સાથે રમવા લાગ્યાં. પણ નવાઇની વાત તો એ હતી કે

ગમે તેવી જૂદી જૂદી જાતનાં અને જૂદા જૂદા કુટુંબનાં તેઓ હતાં તોપણ તે બધાંનો રંગ ઘેરો લાલ જ હતો. બધાએ લાલ ગુલાબનો જ રંગ ધારણ કર્યો હતો. પછી જ્યારે આ છોડવાઓ મોટા થયા, અને તેઓએ માંહોમાંહે લગ્ન કર્યાં, ત્યારે તેમનાં બાલકોને પણ રાતાં ફુલ આવવા લાગ્યાં, અને એમ કરતાં થોડા વખતમાં તો બાગના તે ઉજડ ભાગમાં સાંજ સવાર લાલ ફુલોના સાથીઆ પૂરાવા લાગ્યા.

જો કે તેઓ બધાં જૂદા જૂદા કુટુંબનાં હતાં પણ જાણ્યે તેઓ એકજ માબાપનાં છોકરાં હોય તેમ એક બીજાપર હેત રાખતાં હતાં.* કોઇને ગમે નહિં, અને એકલું પડી ગયેલું લાગે એમ તેઓ થવા દેતાં નહિં. કારણ કે તેમને લાગતું કે આપણે બધાં તો એક જ કુટુંબનાં અને નજીકનાં સગાંવહાલાં છીએ. આ ઉપરથી જ તેમનાં સુંદર ફુલોનું નામ માયા પાડવામાં

---

* ' એક બીજાં પર રાખો હેત, એકજ એ પ્રભુનો સંકેત '—(બાળગીતમાળા, પૃષ્ટ, ૧૧૦.)

આવ્યું હતું, અને તેનાં બીયાંનું નામ **સંબંધ** પાડવામાં આવ્યું હતું.

આ સુંદર ફુલછોડ જોઇને મોટો માળી તો બસ ખુશી ખુશી થઇ ગયો, અને તેણે થોડાં બીયાં પોતાને ઘેર લઈ જઈને આખા બાગમાં વાવ્યાં. અને બધાંયને એનો બહુ સારો ફાલ આવ્યો.

લાલ ગુલાબનાં એ સુંદર બાલકો એવાં મજાનાં હતાં કે જાદુઈ બાગના દરેક છોડને તેમના ઉપર હેત ઉપજ્યું. તે દરેક છોડને એમ કહીને ખુશ થતો કે "અમે પણ લાલ ગુલાબના વંશનાં છીએ. બધાંયમાં આવો સંપ અને એકતા થઇ ગયાં એટલે પછી તે બાગની વાડ કાઢી લેવામાં આવી. અને તે દિવસથી તેનું નામ જાદુઇ બાગ પડયું.

માળીની વાર્તા તો પૂરી થઈ, પણ તેણે પોતાનું કામ કર્યા જ કર્યું. અને આંખો ફાટી રાખવા. છતાં વિનુ કે વિજુ તે માળીને દેખી શકયાં નહિં.

પછી વિજુએ તે માળીને પૂછયું કે, "હું મારે ઘેર સાચી બાગમાં વાવવા માટે થોડાં બીયાં લઈ જાઉં ?"

માળીએ કહ્યું:—" થોડાં લઇ જવાં હોય તો ભલે લઇ જાઓ; પણ તમારી બાગમાં તેને વાવો તેથી કાંઇ લાભ થશે નહિં. પણ તમારે તેને તમારા હ્રદયમાં પાવવાં પડશે."

આટલું બોલીને તે માળી ગુમ થઈ ગયો. અને વિનુ તથા વિજુ અચંબો પામતાં એક બીજાનાં મ્હોં સામું જોઇને ઉભાં રહ્યાં.

પછી તો વિનુ અને વિજુ પેલા વડના ઝાડને શોધવા માટે બાગની કેડીએ કેડીએ ચાલવા લાગ્યાં. ત્યાં વિજુએ ફુલછોડના ક્યારાની પાળ ઉપર દારૂડીનો છોડ દીઠો. વિજુએ તેના ફુલને કહ્યું, " તારે અહિં ન રહેવું જોઇએ." દારૂડીએ હસતાં હસતાં પોતાના ફુલના હોઠ ઉઘાડયા અને બોલી, " શા માટે ન રહેવું જોઇએ ?" આ વખતે તેની આંખમાં સૂર્યના જેટલું તેજ ઝળકવા લાગ્યું, અને તેના ફુલની પાંખડીઓમાંથી સૂર્યનાં કિરણો જેવું તેજ ઝગુકી ઉઠયું. વિજુએ તેને ઘણું સમજાવ્યું અને તેને ના કહી, પણ તે તો

એકજ વાત કરતી રહી કે "શા માટે ન રહેવું જોઇએ ?"

વિજુ કહે, " તું એક નકામો છોડવો ગણાય છે, છતાં તું તારી આવી અસભ્ય વર્તણુકથી બીચારાં નાનાં ફુલોના મન દુખાવે તે તને છાજે નહિં. "

દારૂડી કહે:—" આ જગ્યાએ ન ઉગતાં ફુલો પણ નકામા છોડ ગણાય છે, અને ગુલાબ તથા દારૂડી સાથે શોભે પણ નહિં. માટે જ ડાહ્યા માળી હોય તે એ બે છોડને સાથે વાવે નહિં; પણ અહિંઆં તો અમારામાંનો કોઈ છોડ નકામો ગણાતો નથી. "

આ સાંભળીને વિજુને લાગ્યું કે હું આવું ગાંડું ગાંડું તે શીદ બોલી ! એનાથી દારૂડીને માઠું તો નહિં લાગ્યું હોય !

વળી દારૂડીએ કહ્યું કે, " હું ચોકસ કહું છું કે તમને જાદુઈ બાગમાં આવ્યાને ઝાઝો વખત નહિં થયો હોય, માટે જ તમે આવું બોલો છો. "

વિનુએ જરાપણ ચીડાયા સિવાય જવાબ આપ્યો,— " હા ભાઇ, અમે હજુ હમણાં જ આવ્યાં છીએ. "

દાઙડી કહેઃ—“હં!....હશે બરાબર. ત્યારે તો તમને આ બધી વાતની સમજ ન પડે એમાં કાંઇ તમારો વાંક ન ગણાય. હું ધારૂં છું કે જો તમે તમારા જેવી જ સમજણુ વાળા માણસની વાર્તા સાંભળશો તો તમને બહુ મજા પડશે. તે પણ તમારી પેઠે જ કહ્યા કરતો, કે કોઇ માણસો નકામા છોડવા જેવાં હોય છે તેમની આપણે કાંઇ સંભાળ લેવાની જરૂર નથી. પછી તેને એક જાદુગરે........”

જાદુગરનું નામ સાંભળી વિનુ અને વિજુએ તેને પુરૂં બોલવા પણ ન દીધું, અને દાઙડીને જાદુગરની વાર્તા કહેવામાટે તો આગ્રહ કરવા લાગ્યાં, એટલે દાઙડીએ જાદુગરની વાર્તા શરૂ કરી.

## ડાહ્યો જાદુગર.

એક દુકાનદાર હતો તેને બહુ પૈસાદાર અને મોટા માણુસ થવાનો વિચાર હતો. પૈસાદાર થવાનો વિચાર રાખવાનું કારણુ એટલું જ હતું કે પૈસા વડે તે સુખી થવાની ઇચ્છા રાખતો હતો. તેના મનમાં

એવું હતું કે “જો પૈસાદાર થવાય તો મોટા માણસ થતાં વાર ન લાગે; અને મોટા માણસ થયા એટલે તો પછી સુખની અવધિ જ આવી રહી!” આવા વિચારો ઉપરથી તેણે નિશ્ચય કર્યો કે ગમે તે રીતે બસ એકદમ પૈસાદાર થઇ જવું. પૈસાદાર થવાની ઉમેદથી તેણે અચંબો પમાડે તેવાં કામો કરવામાં ધ્યાન લગાડયું.

તેણે દુકાન માંહેનો સામાન તોળવા માટે નવાં જ ત્રાજવાં બનાવી રાખ્યાં, અને એ ત્રાજવાં માટે તેણે કાટલાં પણ તેવાં જ જૂદાં રાખ્યાં. શેરનું તોલું તોલમાં શેર કરતાં ઓછું હતું છતાં દેખાવમાં તેવડું જ લાગતું. તેણે બધાં તોલાં આવી જાતનાં જ બનાવ્યાં હતાં.

આથી વિશ્વાસુ ઘરાકો જ્યારે એક શેર ખાંડ તોળાવતાં, ત્યારે તે દેખાવમાં બરાબર એક શેર લાગવા છતાં એક શેર કરતાં ઓછી મળતી. અને ઘરાકોને પોતે છેતરાય છે એવી ખબર ન પડતી. અને આ રીતે તે દુકાનદાર ઓછા માલના વધારે પૈસા

લેવાની ઠગાઇ કરીને ધીમે ધીમે પૈસાદાર થવા લાગ્યો.

આમ કરતાં કેટલાંક વર્ષો વીતી ગયાં પણ તેણે આશા રાખી હતી તેટલા પૈસા કે મોટાઇ તેને મળ્યાં નહિં. જેમ જેમ તે પૈસાદાર થતો ગયો, તેમ તેમ તેને સુખ મેળવવાનું અશક્ય લાગવા માંડયું. તેણે સુખ મેળવવા ઘણાં ફાંફાં માર્યાં પણ તે સઘળે નિરાશ થયો. આ દરમ્યાન તેણે એક મોટા જાદુગરની વાત સાંભળી. આથી તેને શોધી કાઢી તેની સાથે વાતો કરવા દરિયાકાંઠે મુસાફરી કરવાને તે નીકળ્યો; અને ઘેર પોતાની રીતભાતથી માહિતગાર નોકરને રાખ્યો. તેની ગેરહાજરીમાં એ નોકર જ દુકાનનું બધું કામકાજ કરતો.

પછી આ જાદુગરની ગુફા નજીક આવી પહોંચ્યો એટલે જાદુગરે તેને જાદુઇ મંડળમાં બેસવાનો હુકમ કર્યો. અને ત્યાં બેસીને પછી પોતાનું હૃદય ખુલ્લું કરવા ફરમાવ્યું.

તે તૃષ્ણાલાલ નામનો દુકાનદાર સર્વને પૂછતો

કે સુખ કેવી રીતે અને ક્યાં મળે? તેવી રીતે જાદુગરને પણ તેણે એજ પૂછ્યું.

જાદુગરે નિસાસો મૂકી કહ્યું, “બધા લોકો મને એ જ પ્રશ્ન પૂછે છે.” વળી દસેક મિનિટ શાંતિથી વિચાર કરીને તે બોલ્યોઃ—“મને તારી જીંદગીની સઘળી વાત કર. તું કેવી રીતે રહે છે, અને શું કામ કરે છે એ હું જાણું તો કદાચ તને કાંઈક મદદ કરી શકું.”

આ ઉપરથી તૃષ્ણાલાલે તેને બધી ખરી હકીકત કહી દીધી. કારણ કે ત્યારે આપણે જાદુઈ મંડળમાં મોટા જાદુગરની વાતો સાંભળવા બેસીએ છીએ ત્યારે આપણાથી બધી વાત સાચે સાચી જ બોલાઇ જાય છે.

તૃષ્ણાલાલે તેને પોતાની સુખી થવાની લાલસા તેમજ સુખી થવા માટે પૈસાદાર અને મોટા માણુસ થવા માટે પોતે શું શું પ્રયત્નો કર્યા તે બધું જણાવ્યું.

આ સાંભળીને તે ડાહ્યા જાદુગર જરા હસ્યો અને બોલ્યોઃ—“તૃષ્ણાલાલ, તારે ત્યાંથી સામાન ખરીદવાને દર રવિવારે રાત્રે એક માણુસ પૈસા લઇને આવે

છે, અને તું તેનો સામાન તોળે છે તે વખતે બીજાં જ તોલાં વાપરે છે, અને તે ખોટાં નહિં પણ સાચાં તોલાં વાપરે છે એનું શું કારણ?"

તૃષ્ણાલાલે અચંબાથી જણાવ્યું, "તે તો મારો સગો થાય છે. તે મારો ભાઇ એટલે મારાથી તેને ખોટે કાટલે માલ અપાય નહિ."

તે ડાહ્યો જાદુગર ફરીથી હસ્યો અને ધીમેથી પોતાનો હાથ તૃષ્ણાલાલના ખભા પર મૂકીને બોલ્યો:- "તે ભલે તારો નજીકનો સગો હશે અને બીજા નહિ હોય; પણ તારે તો દરેકને તારાં નજીકનાં સગાં જ માનવાં જોઇએ. દરેક પુરૂષ તારો ભાઈ છે અને દરેક સ્ત્રી તારી બ્હેન છે. એટલે દરેક મનુષ્ય તારાં સગાં જ છે. કારણ કે દરેક મનુષ્યો એકજ પ્રભુ પિતાનાં છોકરાં છે. તારા ભાઇ સાથે તું જેવી રીતે વર્તે છે તેવી રીતે તારાં બધાં ઘરાક સાથે તું વર્તીશ તો તને પોતાની મેળે સુખ મળશે."

આટલું સાંભળી તૃષ્ણાલાલ ત્યાંથી ચાલ્યો ગયો અને તે ડાહ્યા જાદુગરના કહ્યા ઉપર વિચાર કરવા લાગ્યો.

જ્યારે તે ઘરડો થયો ત્યારે તેણે પોતાના છોકરાઓને અને તેનાં બચ્ચાંઓને પોતાની પાસે બોલાવીને તેમને આખી વાર્તા નીચેના શબ્દોમાં કહી સંભળાવીઃ—

"પહેલાં જાદુગરે મને જે કહ્યું તે હું માનતો નહોતો અને તેની શિખામણની કાંઇ દરકાર કરતો નહોતો. પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ હું એટલો દુઃખી અને હેરાન થતો ગયો કે મારા પૈસા મને કાંઇ સુખ ન આપી શકયા, અને અંતે મારે જાદુગરની શીખામણ માની જોવાનો તથા સુખી થવાનો ખરો માર્ગ તે જ છે કે કોઇ બીજો તે ચોક્કસ કરી જોવાનો પ્રયત્ન કરવો પડયો. હું તે જાદુગરની શીખામણ પ્રમાણે ચાલવા માંડયો, એટલે મારે થોડા પૈસાથી જ સંતોષ માની લેવો પડયો તે ખરૂં; પણ તેથી મારે ઘણા જણ સાથે ભાઇબંધી થઇ. આ ઉપરાંત કાંઇ એવી ઇચ્છા પણ મારા મનમાં થવા માંડી કે જેની વાત પણ હું તમને નહિ કહી શકું. તે ઇચ્છા જેમ જેમ વધતી ગઇ તેમ તેમ મને પૈસાની

દરકાર ઓછી થતી ગઈ, અને સત્તાની તથા મ્હોટાઈની તો મને પર્વા પણ ન રહી. આ ઇચ્છા શું હતી તે તમે જ વિચારી લેશો. પણ મારાં બાળકો, હું તમને આ વાત એટલા માટે કહું છુ કે તમો પૈસા તે જ સુખ નથી એમ સમજતાં શીખો."

આટલું બોલીને તૃષ્ણાલાલ મરી ગયો. મરણ વખતે તે ઘણો ઘરડો હતો અને તેની પાસે પૈસા પણ વધારે નહોતા. પરંતુ તેણે પોતાનાં ઘરાકોને છેતરવાનું મૂકી દીધું હતું, અને પોતાના ભાઈની સાથે તે જેવી રીતે વર્તે તેવી જ રીતે ઘરાકોની સાથે વર્ત્યો હતો એટલે તે સંતોષથી તદ્દન સુખી હતો.

વિનુ જ્યારે આ વાત વિષે વિચાર કરતો હતો, અને તે જાદુગરને શોધી કાઢવાના મનસુબા કરતો હતો ત્યારે એક નાની ચમેલીના ફૂલે તેના માથા ઉપરથી ડોકીઉં કરી વિનુ સામું જોયું અને બોલ્યું:– "મને પણ એક નાની વાર્તા આવડે છે, તમારે સાંભળવી છે ?"

વિનુએ આનંદભેર હા કહી એટલે ચમેલી બોલી:-

## બોરવાળી ડોશીની વાર્તા.

ગિજુ કરીને એક નાનો છોકરો હતો. તે હંમેશાં ડોકમાં દફતર નાંખીને નિશાળે જતો. નિશાળે જતાં રસ્તામાં તેને એક નદીનો પૂલ ઓળંગવો પડતો. એક દિવસે પૂલ ઓળંગવા જતાં તેણે એક બોર વેચનારી ડોસીને પૂલ ઉપરથી બોરનો કોથળો લઇને મહા મુશ્કેલીએ જતી જોઈ.

ગિજુએ આ જોઈને તેને કહ્યું કે:-" ડોશીમા, હું આ બોરનો કોથળો ઉપડાવું ? " ડોશીએ અચંબાથી તેની સામે જોયું. તેને લાગ્યું કે એ મશ્કરી કરતો હશે. કારણ કે ઘણા છોકરા એ પ્રમાણે તેની મશ્કરી કરતા અને તેનું ધ્યાન ચૂકાવી તેનાં બોર ચોરી જતા. પણ પછી તેને લાગ્યું કે એ બધા કરતાં ગિજુ જૂદી જાતનો છોકરો હતો, એટલે તેણે કહ્યું:- "બેટા તું બહુ દયાળુ છે. તારો ઉપકાર હું નહિ ભૂલું."

ગિજુએ પૂલ ઉતરતાં સુધી બોરનો કોથળો ઉ-

પાડયો અને પછી તેને જમીનપર સંભાળથી ઉતારી ડોશીને સોંપ્યો. અને તુર્ત જ ડોસી તેનો ઉપકાર માને કે ઉપકારના બદલામાં તેને થોડાં બોર આપે એ પહેલાં તો તે એકદમ નિશાળે દોડી ગયો.

આ પછી તેણે પોતે તો આ બાબત વિષે કાંઈ વધુ વિચાર કર્યો નહિં, પણ ડોશીએ વિચાર્યું કે મને ખાત્રીથી લાગે છે કે આ છોકરાની મા બહુ સારી હોવી જોઇએ. કારણ કે જે માણસો ઘરમાંથી જ માયાળુ થતાં શીખ્યાં હોય તે જ બહાર પણ માયાળુ થઇ શકે છે.

અને ડોશીની ધારણા બરાબર હતી. ગિજુની મા બહુ જ ભલી હતી. પોતાનો દીકરો સારો થાય, અને બધાંનો તેના પર પ્રેમ થાય અને તે બધાં ઉપર દયા રાખતાં શીખે એવું કરવાની તેને ઘણી હોંશ હતી.

જ્યારે ગિજુએ ડોશીને મહા મુશ્કેલીએ બોરનો કોથળો ફેરવતાં જોઈ હશે, ત્યારે તેને કાં તો એવો વિચાર જ આવ્યો હશે કે " મારી માને જો આ પ્રમાણે મદદની જરૂર પડે, અને તે વખતે તેને કોઇ

મદદ ન આપે તો તેની દશા કેવી થાય ?" તે જાણતો હતો કે માણસજાતની સેવા તે જ ખરી પ્રભુની સેવા છે.*

આ વાર્તા પૂરી થઈ એટલે વિનુ બોલી ઉઠયો કેઃ-"વાર્તા આટલી નાની કાં ?" તેનો જવાબ એવો મળ્યો કેઃ-" મને નાની વાતો જ આવડે છે. " વિજુએ પૂછયુંઃ-" કોઇ છોકરીની વાર્તા નથી આવડતી ? કારણ કે સારા છોકરાઓની વાર્તાઓ તો હુવે બહુ સાંભળી. છોકરીઓ શું સારાં કામ નથી કરતી ? "

ચમેલીએ કહ્યુંઃ—" મધમાખીને કહે. એ સારી છોકરીની વાતો કહેશે. "

વિજુએ મધમાખીને શોધી કાઢી વાર્તા કહેવા કહ્યું એટલે મધમાખીએ વાર્તા શરૂ કરીઃ—

*સેવા માણસ જાતની તે સેવા પ્રભુની જ;
ધર્મ કોમના ભેદ વિણ સર્વ પ્રજા વિભુની જ.

બાલગીતમાળા.

## વિણા અને બંસીની વાર્તા.

વિણા દસ વરસની હતી. તે બહુ રૂપાળી હતી, એટલું જ નહિ પણ બહુ ચંચળ અને ડાહી હતી. એની બ્હેનપણીઓ જે કાંઈ શીખવાની હજુ તૈયારી કરતી હોય તેવું ઘણુંખરૂં તો તે ક્યારની કરી શકતી હતી.

વળી આ ઉપરાંત તેને બીજા પણ ઘણા લાભ હતા. પહેલાં તો એનાં માબાપ કેળવાએલાં, ભલાં અને પૈસાદાર હતાં. તેમની ભલાઈને લીધે વિણા પણ ભલી થઈ હતી. તેમની કેળવણીને લીધે વિણા હોંશિઆર. થઇ હતી, અને તેમના પૈસાને લીધે વિણા મુસાફરી કરતી, ચોપડીઓ ખરીદતી અને લોકોને સમજુ અને ચાલાક બનાવવા માટે પોતાથી બનતું કરતી હતી.

વિણાને પોતાનાં આ સર્વ સુખોમાં ભાગ પડાવનાર બીજું કોઈ ભાઇ ભાંડુ નહોતું. આથી તેનાં મા બાપને બ્હીક હતી કે વખતે તે છોકરી સ્વાર્થી થઇ જશે. આથી તેઓએ વિચાર કર્યો કે આપણે બીજાંને પોતાના સુખમાં ભાગ આપવાની વિણાને શીખામણ;

આપીએ. પણ વિણા સમજતી હતી કે પોતે ચાલાક, હોંશિઆર અને પૈસાદાર છે તેમ છતાં તેને જરા પણ અભિમાન આવતું નહિ. ઘણી વાર વિણાને પોતાની બ્હેનપણીઓ પાસે પોતાની મોટાઈ બતાવવાનું મન થઇ આવતું; અને તેમાં પણ જ્યારે સારાં કપડાં તેણે પહેર્યાં હોય ત્યારે તો તે ખાસ એવું કરતી.

વિણાને એક બંસી નામની બ્હેનપણી હતી. બંસીનાં માબાપ વિણાનાં માબાપ જેટલાં પૈસાદાર કે હોંશિયાર નહોતાં, પણ તેઓ ભલાં તો હતાં જ.

વિણાને અને બંસીને એક બીજાં પ્રત્યે બહુ હેત હતું. પણ બંસી બહુ શરમાળ હતી, અને તે વિણાની પાસે બેસીને ચા પીતી ત્યારે તેને વિણા જેવી હોંશિઆર છોકરી પાસે બેસતાં શરમ લાગતી. વિણા જરા પણ શરમાતી નહિ. તે બહુ બટકબોલી અને હસમુખી હતી. અને રમત રમવામાં, ગીતો ગાવામાં કે નાચવા કુદવામાં તેને બહુ મજા પડતી.

બંસીને ઘણીવાર વિચાર થતો કે 'મારાં માબાપ

આટલાં બધાં પૈસાદાર હોત, અને મને આવાં સારાં લૂગડાં પહેરવા મળતાં હોત તો કેવું સારૂં થાત ? તો પછી મારે શરમાવાનું કારણ ન રહેત, અને જે લોકો વિણા ઉપર આટલું હેત રાખે છે તે મારા ઉપર પણ રાખત. અને હું પણ વિણાના જેટલી જ હોંશિઆર અને ચંચળ ગણાત.

એક વખત દીવાળીના દહાડામાં વિણાને ત્યાં જમવાનું અને રમત ગમ્મત હતાં અને તેમાં બંસીને પણ નોતરૂં દીધું હતું. બંસીને જમવા જવાનું બહુ મન હતું, પણ તેને જમવા જવા માટે પહેરવાને સારાં કપડાં નહોતાં. તેથી તેણે પોતાની માને કહ્યું કે હું તો ઘેર જ રહીશ. તેની માએ કહ્યું, "શા માટે બહેન ? હું મારી બનતી મહેનતે તારાં કપડાંને સુંદર બનાવીશ, બીજું કાંઇ નહિં તો હું તેને ચોખ્ખાં અને સુઘડ તો બનાવીશ જ. અને મને લાગે છે કે તારે માટે એક વેણીબંધ ખરીદવાનું મને ભારે નહિ પડે, એટલે હું તારૂં માથું ઓળીશ અને તારે અંબોડે વેણીબંધ

બાંધી તું રૂપાળી લાગે તેવું કરીશ." આટલું સાંભળીને પણ બંસીને સંતોષ ન થયો, તેથી તેની માએ કહ્યુંઃ–
"બેટા બંસી, અહિં આવ. જો, સાંભળ. તારે એવી વાતની ચિંતા કરવી નહિ. તું જો સારી રીતે વર્તીશ તો તારાં કપડાંને કોઇ ખરાબ નહિ કહે."

બંસીએ નિસાસો મૂકી કહ્યુંઃ—"પણ વિણુાનાં કપડાં તો બહુ સારાં હશે. અને વળી લીલી, ચંદન, કુમુ એ બધાંયને વિણુાને ત્યાં જમવાનું છે માટે નવાં કપડાં ખરીદવાનાં છે."

"એમાં કંઇ હરકત નહિં. તું કપડાંની વાત ભુલી જા અને ખુશીથી વિણુાને ત્યાં જમવા જજે."

બિચારી બંસી બોલી, "મારાં કપડાં બહુ જ ખરાબ દેખાશે." પણ આ વાતનો કાંઇ ઇલાજ નહોતો.

જમણવારનો દિવસ આવ્યો ત્યારે તેની માએ બંસીને બહુ જ રૂપાળી દેખાડવાની બને તેટલી કાળજી રાખી હતી. અને તેનાં જૂનાં કપડાંને ચોખ્ખાં અને સુઘડ બનાવી તેને પહેરાવ્યાં હતાં. અને તેનું માથું

ગુંથી અંબોડામાં નવી વેણી બાંધી હતી. બંસીને જવાનો વખત થયો એટલે તેની માએ તેને બચ્ચી કરીને કહ્યું:—" બેટા, હવે મુંઝાઇશમાં. તું ત્યાં જઇશ એટલે બધાંને જોઇને તને બહુ આનંદ થશે."

બંસી રાજી રહેવાનો પ્રયત્ન કરતી ચાલી, પણ જૂનાં અને સૂતરાઉ કપડાંને બદલે રેશમી કપડાં પહેરવાની ઇચ્છા તેને એટલીને એટલી જ હતી.

બંસી વિણાને ઘેર આવી તે વખતે વિણા માથું ગુંથાવતી હતી અને તેને પહેરવાનાં રેશમી કપડાં બાજુમાં પડયાં હતાં. વિણાને એ કપડાં ગમતાં હતાં, અને એ પહેરવાથી પોતે બહુ રૂપાળી લાગશે એવી તેની ધારણા હતી. એટલામાં તેને બંસીનો વિચાર આવ્યો અને તે પોતાનાં કપડાં સામું મુંગી મુંગી જોઇ રહી.

તેની માએ કહ્યું. " બેટા, કપડાં પહેરી લે, નહિં તો મોડું થશે. જો આ તારી બ્હેનપણી પણ આવી."

વિણા વિચારમાં ગુંથાઈ ગઇ હતી. તેણે પોતાની મા સામું જોઇને કહ્યું:—" મા, મા, બંસી કહેતી

હતી કે મારે કાંઇ નવું કપડું નથી, એટલે હું તો જૂનાં કપડાં પહેરીને જ જમવા આવીશ."

તેની માએ કહ્યું:—"વારૂ, ભલે, તે જૂનાં કપડાં પહેરીને આવશે. તોપણ આપણને તો તે ગમશે ખરૂં કની ? ચાલ તું ઉતાવળ કર જોઇએ."

વિણાએ પોતાનાં કપડાં સામું ફરીથી જોયું, અને મનમાં ને મનમાં નિશ્ચય કરીને બોલી, "મા, હું પણ જૂનાં કપડાં પહેરૂં તો ન ચાલે ? હું જો તેમ કરૂં તો મારૂં જોઈને બંસીને પોતાને માટે દિલગીરી ન થાય."

તેની માએ કહ્યું:—"વારૂ, તું તેમ જ કરજે. એ બહુ સારો વિચાર છે." માનું કહેવું સાંભળીને વિણાએ પોતાનાં નવાં કપડાં પાછાં મૂકી દીધાં. અને જ્યારે તે કપડાં પહેરીને તૈયાર થઇ ગઇ ત્યારે તો સહુને નવાઇ લાગી કે વિણાએ પોતાનાં હંમેશનાં સાદાં રેશમી કપડાં પણ કાઢી નાંખીને આજે આવાં સુતરાઉ જ કપડાં કેમ પહેર્યાં હશે !

બંસી આવી ત્યારે તો તેને બહુ જ નવાઈ લાગી. કારણ કે પોતે તો કાંઇક પણ નવું પહેર્યું હતું, અને રેશમી રૂમાલ રાખ્યો હતો. પણ વિણાએ તો બધું જ જૂનું પહેર્યું હતું અને બીજાં કપડાં તો શું પણ રૂમાલ સુદ્ધાંએ સુતરાઉ હતો. આ જોઇને તેને લાગ્યું કે પોતે કાંઈ ખરાબ કપડાં નહોતાં પહેર્યાં ! અને તુર્ત જ તેના મનનો બધો ભાર ઓછો થઈ ગયો, અને તે પોતાની બધી દિલગીરી ભૂલી જઇ સૌની સાથે રમતમાં ભળી અને સહુએ ખૂબ આનન્દ કર્યો.

તે દિવસથી વિણા અને બંસીના બેનપણામાં બહુ જ વધારો થયો.

આટલું કહી મધમાખી ઉડી ગઇ, અને વિનુ તથા વિજુ પોતાને રસ્તો પડયાં.

થોડા દિવસ પછી બંને ભાઇ બ્હેન જાદુઇબાગને બીજે છેડે ઝાડ નીચે બેઠાં બેઠાં પોતાના ગુલાબની પાંખડીનાં બનાવેલાં કપડાં જરા ફાટયાં હતાં તે સાંધતાં હતાં. વિજુ છોકરી હતી એટલે તેને સાંધતાં

સારૂં આવડતું હતું. એટલે તે બહુ સારાં થીગડાં દેતી હતી અને વિનુ પોતાને માટે તથા વિજુ માટે વડનાં પાનના જોડા બનાવતો હતો. તેઓ બન્ને આવી રીતે કામમાં હતાં છતાં તેમનું ધ્યાન બીજી તરફ પણ હતું. પાસે પીંપળાનું ઝાડ હતું તે પોતાનાં બચ્ચાંઓને વાર્તા કહેતું હતું અને તે સાંભળવાનું વિનુ અને વિજુએ તેને વચન આપ્યું હતું એટલે તેઓ ત્યાં પણ ધ્યાન આપતાં હતાં.

આજે પીંપળો બહુ મજાનો દેખાતો હતો. તેનાં નવાં આવેલાં કુંપળો હસતાં હતાં અને વિનુ તથા વિજુ તે વાર્તા સાંભળતાં હતાં.

## પહાડી મુલક.

બટુ કરીને એક નાનો છોકરો હતો. તેનું ઘર જંગલની ઝાડીમાં આવેલું હતું. બટુને ગાવાની બહુ ટેવ હતી. કામ કરતાં ગાય, રમતાં ગાય અને ખાતાં પણ ગાય એવો એનો આનંદી સ્વભાવ હતો. લોકો કહેતા કે આ બાલરાજા રાજા કરતાં પણ વધારે સુખી છે.

હું ધારૂં છું કે તે ઘણા રાજાઓ કરતાં વધારે સુખી હતો. જો કે તેની પાસે વાપરવાને પૈસા, રહેવાને બંગલા અને પહેરવાને રજવાડી પોષાક નહોતા; તો પણ તેને એની ખોટ ન લાગતી. અને આ દુનિયાંની વસ્તુઓ જેવી વસ્તુઓ જયાં ન નિપજતી હોય તેવી કોઇ જાદુઇ દુનિયામાં તે રહ્યો હોય એમ બધાંને લાગતું હતું. કારણ કે તે પ્રાણીઓ, ઝાડ અને પુલોને પોતાના મિત્રમંડળમાં ગણતો હતો. અને જંગલમાં વહેતા પાણીના વહેળા પાસેથી કે ઝાડ ઉપર વસતાં પક્ષીઓ, મધમાખો અને બીજાં જીવડાંઓ પાસેથી તે ઘણું ઘણું શીખતો હતો.

એક મોટા વહેળા સાથે તેણે ખાસી દોસ્તદારી કરી હતી. અને રજાના દહાડામાં તે વહેળો જૂદા જૂદા દેશોની તથા જૂદા જૂદા લોકોની અને તેવીજ બીજી ઘણી અચંબા ભરેલી વાતો કહેતો હતો.

એક દિવસ બટુ રમતો હતો ત્યાં તેને વિચાર

આવ્યો કે, “ હું એક નાની હોડી બનાવીને તેને આ વહેળામાં મૂકું, અને તેમાં બેસીને જે પહાડી મુલકની વાત આ વહેળો ઘણા દિવસથી કહ્યા કરે છે ત્યાં જાઉં તો કેવું સારૂં !”

આથી તે નવરાશનો બધો વખત હોડી બનાવવામાં ગાળવા લાગ્યો, અને એમ કરતાં હોડી પણ તૈયાર થઈ. પછી તો તે પોતાના મિત્રમંડળને રામ રામ કરી લઈને હોડીમાં ચડી બેઠો અને હલેસાં હાથમાં લઇને એ પહાડી મુલકની શોધ માટે નીકળી પડયો.

ઘણા દિવસ સુધી તેણે એમને એમ ચાલ્યા જ કર્યું. પણ આખરે તે જંગલની બીજી બાજુએ આવ્યો. અહિં આવતાં સુધીમાં તે વહેળો તો એક નદી જેવો બની ગયો હતો, અને તેથી હવે બટુને લાગ્યું કે ત્યાં તે એકલો નહિં પડી જાય. કારણ કે કાંતો પસા મેળવવા માટે અથવા તો આનંદ કરવા માટે ઘણા લોકો નદીમાં આમથી તેમ હોડીમાં બેસી ફરતા હતા.

બટુએ આગળ ને આગળ ચાલ્યા કર્યું ત્યાં ઉતરવા જેવી જગ્યા આવી. એ ઠેકાણે ઘણી હોડીઓ પડેલી હતી. હોડીઓની તપાસ રાખનારા એક ડોસાને બટુએ પૂછ્યું કે, "આ દેશનું નામ શું?" તે માણસે જવાબ દીધોઃ—"પહાડી મુલક." બટુએ એકદમ આનંદથી કહ્યું, "વાહ વાહ! આ તો હું જે દેશની શોધમાં હતો તે જ દેશ! હું અંદર કેવી રીતે જઈ શકું?" ડોસાએ કહ્યુંઃ–"તમે સીધા અંદર ચાલ્યા જાઓ. હું તમારી હોડીની સંભાળ રાખીશ."

બટુએ તેનો ઉપકાર માન્યો અને ઉતરવાની જગ્યા પાસે હોડી લઈ જઈ ઉભી રાખી. તે ધીમેથી હોડી બહાર કુદી પડયો ને બોલ્યોઃ—"મુસાફરી આટલી બધી સુગમ હશે એવી તો મને ખબર જ નહોતી."

તે માણસ આ સાંભળીને હસ્યો અને બોલ્યોઃ– "હોડીમાં મુસાફરી કરવી એ કેટલીક રીતે તો સ્હેલું છે, પણ જ્યારે તમે આ મુલકના અંદરના ભાગમાં તપાસ કરશો ત્યારે તમને સમજાશે કે તેમાં કેટલી મુશ્કેલીઓ

આવે છે." આટલું કહી તેણે પોતાની સામે આવી રહેલો, આકાશમાં ઉંચા મિનારાઓ બનાવી ઉભો રહેલો અને પૂરા આકાશમાં પોતાનો રંગ મેળવી દેતો ઉંચો પર્વત બતાવ્યો.

બટુએ આ જોયું એટલે તેની આંખમાં તેજ ઝળકી ઉઠયું. તેને સાહસ કરવું ગમતું હતું, અને મુશ્કેલીઓ કે અડચણોથી તે બ્હીતો નહોતો. તે ઉમ્મરમાં ન્હાનો હતો છતાં જોરાવર અને બહાદૂર હતો. તેણે પેલા વૃદ્ધ માણસને નમસ્કાર કરીને કહ્યું કે, "હમણાં તો રજા લઈશ, પણ પછી પાછો થોડા દિવસમાં જ હું તમને મળીશ." આટલું બોલી તે નદી કાંઠા ઉપરથી તાજા લીલા ઘાસ વાળી જમીન ઉપર ચાલ્યોગયો.

પણ જેવો તેણે આ વિચિત્ર દેશમાં પગ મૂકયો કે તરત જ તેને પોતાના શરીરમાં એકદમ નબળાઇ લાગવા માંડી. તે એટલો બધો નબળો થઈ ગયો કે ઉભું રહી શકાવાથી તેને નાનાં બચ્ચાં પેઠે હાથ ઉપર ચાલવું પડયું, અને છેવટે તે થાકીને ઘાસ ઉપર સુઇ ગયો.

તે એક બાળકના જેટલો જ નિરાધાર થઈ ગયો. તેને વિચાર થવા લાગ્યો કે 'કોઇ મને ખાવાનું ન આપે તો મારે શું કરવું ?' તેણે મદદ માટે બુમ પાડવા વિચાર કર્યો, પણ તે બોલવું શી રીતે એ ભૂલી ગયો હતો. છેવટે બહુ પ્રયત્ન કર્યો એટલે તે નાના બાળકના જેવી ચીસ પાડી શકયો.

તેને વિચાર થવા માંડયા કે "હવે તે હું શું કરીશ ? જો કોઈ આવીને મને મદદ નહિં કરે તો હું આ મોટા પર્વત ઉપર શી રીતે ચડી શકીશ. અને જો હું માત્ર ઘાસ ઉપર સુતો સુતો રોયા સિવાય બીજું કાંઇ ન કરી શકું, તો પછી મારે અહિં પડી રહેવાથી પણ શું ફાયદો ?"

પછી તો તેને વિચાર કરતાં પણ કંટાળો આવવા લાગ્યો, એટલે તે આંખ મીંચીને ઉંઘી ગયો.

સવારમાં તે જાગ્યો ત્યારે તેના ઉપર કોઇ નમીને ઉભું હોય એમ તેને લાગ્યું. તે સમજી ન શકયો કે એ કોણ હતું. તેણે ગભરાઇને આસપાસ જોયું અને

પછી તેણે ધાર્યું કે હું રાક્ષસોના દેશમાં છું. કારણ કે તેના ઉપર જે નમીને ઉભું હતું તે કોઇ રાક્ષસી જેવી દેખાતી હતી. બટુએ તેને બોલાવવાનો પ્રયત્ન કર્યો કે તું કોણ છે? અને શામાટે અહીં આવી છે? પણ તે માત્ર રડવા સિવાય બીજું કાંઇજ ન કરી શકયો. એટલે પોતે બહુ જ ગ્હીડાયો.

હવે બરાબર જોવાનું હતું.

બટુ જેવો બાલરાજા કે જેને બધા લોકો રાજાથી પણ વધારે સુખી ગણતા હતા તે અત્યારે નિરાધાર બાળકની પેઠે ઘાસ ઉપર રડતો પડયો હતો.

તેણે પોતાની આવી સ્થિતિ માટે શોક ન કરવો જોઇએ. કારણ કે આ રાક્ષસી બટુ ઉપર પોતાનાં બચ્ચાં જેટલું જ હેત રાખતી હતી. તેણે તેને રોતો જોઇને પોતાના હાથમાં ઉપાડી લીધો અને પોતાને ઘેર લઇ ગઈ. ત્યાં તેને ધીમેથી પોતાના ખોળામાં સુવાડીને ન્હવરાવ્યો, અને પછી કપડાં પહેરાવીને તેને ખાવાનું આપ્યું.

રાક્ષસીએ બટુને નરમાશથી કહ્યું, “ બેટા, તને જલદી સારૂં થઈ જશે હો. આ દેશની હવા તું જે ઠેકાણેથી આવ્યો છે ત્યાંના કરતાં ઘણી સખત છે. એટલે પહેલાં તો નવા આવનાર માણસને આવું થાયજ.

આ સાંભળીને બટુએ મનમાં તેનો ઉપકાર માન્યો. અને તેને કાંઈક ઉપકારના શબ્દો કહેવાનો પ્રયત્ન કર્યો. પણ માત્ર થોડું હસવા સિવાય તે બીજું કાંઈ ન કરી શક્યો. આથી રાક્ષસી એટલી તો ખુશી થઇ કે તેણે બટુને તેડી લઈ બચ્ચીઓ ભરી અને તેને પોતાની છાતી સાથે દબાવી એક માના જેટલું હેત બતાવવા લાગી. તે બોલી, “ જો, થોડા દિવસ પછી તું તારા દેશમાં હતો એટલો જ જોરાવર અને બહાદૂર થઇશ. અને હું તને કહું છું તેમ જો તું કરીશ, અને પૂરી શકિત આવ્યા પહેલાં દોડવાનું કે કૂદવાનું કરીશ નહિં તો તને જલદી સારૂં થઈ જશે.”

બટુ આ સાંભળીને ખૂબ હસ્યો, અને તેણે રાક્ષસીના કહેવા પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો.

પછી બટુના શરીરમાં શક્તિ આવી અને તે આસપાસ જોઇને બધું સમજતાં શીખ્યો એટલે તેને માલૂમ પડયું કે આ રાક્ષસીના ઘરમાં એક બીજો રાક્ષસ પણ રહેતો હતો, તેમજ બીજી કેટલીક નાની નાની રાક્ષસીઓ અને રાક્ષસો પણ ત્યાં હતાં. તેને નવાઇ લાગી કે આટલાં બધાં કોણ હશે ! પછી તેનામાં જરા વધારે શક્તિ આવી અને તે બોલતો થયો એટલે તેણે પેલી રાક્ષસીને એ વાત પૂછી.

રાક્ષસીએ કહ્યુંઃ—“ તેઓ બધાં મારા ઘરનાં માણસો છે, અને બધાંય બહુ જ ભલાં છે. તારામાં વધારે શક્તિ આવશે અને તું દોડી શકીશ ત્યારે તેઓ તને ઘણું ઘણું શીખવશે, અને જો તારે પેલા પર્વત ઉપર જવાની ઇચ્છા હોય તો તું શીખીશ ને તને બહુ કામ લાગશે. ”

બટુએ કહ્યું:—“ હું, બરોબર ! મારે એમ જ કરવું છે. ” રાક્ષસીએ કહ્યુંઃ—“ તારામાં આગળ મુસાફરીએ જવાની શક્તિ હવે થોડા દિવસમાં જ આવશે. ”

પછી તો રોજ બટુને વિચાર થયા કરતો કે મુસાફરીએ જવાનો દિવસ કયારે આવશે ? હવે તેનામાં પુરેપુરી શક્તિ ભરાણી હતી. અને તેની ઇચ્છામાં આવતું ત્યારે તે ઘરની બહાર દોડી જઇ શકતો. તે રાક્ષસીનાં છોકરાંઓ પણ તેની સાથે હળી ગયાં હતાં, અને બધાં સાથે મળીને રમતાં. તેઓએ બટુને ભમરડે રમવાની અન બીજી કેટલીક જંગલની રમતો શીખવાડી. અહિંઆં તે સૌ વાતે સુખી હતો, પણ તેને એમ લાગ્યા કરતું કે કયારે મારામાં શક્તિ ભરાય ને કયારે હું મારી મુસાફરી શરૂ કરૂં.

એક વખત તે તડકામાં ઘાસ ઉપર સુનો હતો ત્યારે તેને વિચાર આવ્યો કે, “ જો આ રાક્ષસીએ મારી સંભાળ ન લીધી હોત તો મારૂં શું થાત ? તેને મા કરતાં પણ વધારે ગણવી જોઇએ, અને મારે તેનો કાંઇક બદલો પણ વાળવો જોઇએ. ” આ બાબત તેણે ઘણા દિવસ સુધી વિચાર કર્યા કર્યો. અહિંથી જતી વખતે પોતાની કાંઇક ચીજ રાક્ષસીને ભેટ

આપવાનો તેણે વિચાર કર્યો, અને પછી તેણે એ વાત રાક્ષસીને કહેવાનું નક્કી કર્યું.

બટુએ આ વાત રાક્ષસને કહી એટલે પહેલાં તો તે ખૂબ હસ્યો, અને પોતાનો મોટો હાથ હળવેથી બટુના માથા ઉપર મૂકયો અને બોલ્યોઃ—"રાક્ષસી બહુ ડાહી છે. તારે પર્વત ઉપર પહોંચવામાં શું શું જોઇએ એ સઘળું તે જાણે છે, એટલે એ તારી ભેટ નહિં સ્વીકારે, અને તું એને ભેટની વાત કહીશ તો પણ તે નારાજ થશે. તને તેણે બચાવ્યો તેનું કારણ માત્ર એટલું જ કે તેને તારા ઉપર બહુ હેત છે, અને તારી પર્વત ઉપર ચડવાની ઇચ્છા પૂરી કરવાની તેને હોંશ છે. તારે એને ખુશી જ કરવી હોય તો તારામાં શકિત આવે, અને તું પર્વત ઉપર ચડવા ચાલ્યો જા ત્યાંસુધી એ કહે તેમ જ તું કર્યાં કરજે."

બટુએ આ બાબતનો થોડીવાર વિચાર કર્યો અને અંતે પૂછ્યુંઃ—"તમે ખાત્રીથી કહો છો કે તેને કાંઈ ભેટ આપવાના કરતાં આ બાબતથી વધારે આનંદ થશે?"

રાક્ષસીએ કહ્યું:—" ખાત્રીથી ! મારી શીખામણ માનતો હો તો તેનું કહ્યું કરજે. તારે આમ શામાટે કરવું પડે છે તે તું વખત આવ્યે સમજીશ. "

આથી બટુએ તે રાક્ષસના કહેવા પ્રમાણે કર્યું. તે દિવસથી રાક્ષસી તેને જે કરવાનું કહે તે એ કરતો; કારણ કે તે જાણતો હતો કે બીજા બધાના કરતાં રાક્ષસીને હું કહ્યું માનીશ તે વધારે ગમશે.

બટુ જરા મોટો થયો એટલે તેને રાક્ષસી હંમેશાં રાક્ષસની દુકાને મોકલવા લાગી. કારણ કે તે રાક્ષસ સુતારનું કામ કરતો અને ત્યાં મોકલવાથી બટુને અજાયબી ભરેલી કારીગિરી આવડે.

એક દિવસ બટુ રાક્ષસની દુકાને ગયો એટલે તેણે તેને કહ્યું કે, " આજે હું તને લાકડી કેમ બનાવવી તે શીખવીશ. કારણ કે થોડા દિવસ પછી તારે પર્વત ઉપર ચડવા જવાનું થશે ત્યારે તારે લાકડીની જરૂર પડશે. "

પછી બટુ ઝાડની ડાળીમાંથી લાકડી કેમ બના-

વવી તે શીખ્યો. પણ આ વખતે તેણે ઉપકારની લાગણી બતાવવા માટે શુ કરવું જોઇએ એવું કોઇને પૂછ્યું નહિ. કારણ કે હવે તે જાણતો હતો કે કોઇને પણ ખુશી કરવાં હોય તો તેનું કહ્યું માનવું. આ વાતનું એણે બને તેટલું ધ્યાન આપ્યું. અને અંતે પર્વત ઉપર ચડવાની તેનામાં શકિત આવી એટલે રાક્ષસ તથા રાક્ષસીની રજા લઇને તે પર્વત ઉપર જવા નીકળ્યો.

તે ગયો ત્યારે રાક્ષસ અને રાક્ષસી બંને તેને રસ્તાના છેડા સુધી વળાવવા ગયાં, અને કયે માર્ગે થઇને જવું તે પણ બતાવ્યું.

રાક્ષસીએ કહ્યું કેઃ—"રસ્તો ઘણો મજાનો છે, પણ એ એટલો લાંબો છે કે જો તું સંભાળથી નહિં જાય તો નક્કી ભૂલો પડીશ. મૂખ્ય રસ્તે ચાલ્યો જજે અને ગમે તેટલી જરૂર પડે તોપણ બીજા કોઇ રસ્તા ઉપર વળીશ નહિં. અને જો તે પ્રમાણે કરીશ તો તું ધીમે ધીમે ચોક્કસ તે પર્વતની ટોચ ઉપર પહોંચીશ."

.બટુએ આ વાતનું બરાબર ધ્યાન રાખવાનું વચન આપ્યું.

રાક્ષસે પણ કહ્યું કેઃ—"આ રસ્તે ચાલતાં જો તું માત્ર આંખ જ ઉઘાડી રાખીશ તો તને ઘણું ઘણું જોવાનું મળશે. વળી એ રસ્તા ઉપર જતાં તને ઘણા સાથીઓ મળશે. તેમની તું શોધ કરજે અને તેઓ તને મળે એટલે પછી તું તેમનું ધ્યાન રાખજે. તેઓ બધાં સાચો રસ્તો શોધવાનો પ્રયત્ન કરે છે"

આટલું કહ્યા પછી તેઓ પાછાં ફર્યાં અને બટુએ તેમને પ્રણામ કર્યા. પણ તેમને છોડીને જવાથી એના મનમાં એટલું લાગી આવ્યું, કે તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. તેઓ દેખાયા કર્યાં ત્યાં સુધી બટુએ પોતાનો રૂમાળ હલાવ્યા જ કર્યો, અને તેઓ દેખાતાં બંધ થયાં એટલે પછી તેણે મૂખ્ય રસ્તે ચાલવા માંડયું.

તરત જ તેણે પોતાની આગળ જતાં કેટલાંક છોકરાંઓને પકડી પાડયાં. અને પછી બધાં એક સાથે

હસતાં હસતાં અને વાતો કરતાં આગળ ચાલ્યાં. એ બધાંની આગળ બટુએ કદી ન જોએલાં રાક્ષસો અને રાક્ષસીઓ હતાં. આ જોઈને બટુએ એક છોકરાને પૂછ્યું:—"તેઓ કોણ છે?" છોકરાએ જવાબ દીધો કે "તેઓ આપણને રસ્તો બતાવનારા ભોમીઆ છે. તેઓ આપણને મોટા દરવાજા સુધી લઈ જશે."

બટુએ પૂછ્યું, "તેઓ શા માટે આવે છે?"

છોકરો કહે, "તે ઉંચા પર્વત સુધી પહોંચવાનું બહુ મુશ્કેલ છે, માટે ત્યાંનો રસ્તો બતાવવા તેઓ આવે છે. ત્યાર પછી બટુ કાંઈ બોલ્યો નહિં. તેને લાગ્યું કે "આ રાક્ષસો પણ જો મને રસ્તો બતાવવા આવતા હોય તો મારે તેમનું પણ કહ્યું માનવું જોઇએ. અને તેમને ખુશી રાખવા જોઇએ."

પહેલાં તેણે ધાર્યું હતું કે 'તે રાક્ષસને ઘેરથી છૂટો થયા પછી પોતે ગમે તે કરવા માટે અને ગમે તે રસ્તે જવા માટે સ્વતંત્ર થશે.' પણ અહિં એ બીજાનું કહ્યું કરવાનું હોવાથી પહેલાં તો તે નિરાશ

થયો. પણ થોડા વખત પછી પોતાને બચાવનાર રાક્ષસ રાક્ષસીના જેટલું જ આ રાક્ષસો પર પણ તેને હેત ઉપજ્યું. તેઓ તેને પહાડી મુલકની એવી મજાની વાતો કહેતા કે તેણે તો કદીએ એવી વાતો સાંભળી નહિં હોય.

ઘણીવાર બદુ પર્વત ઉપર પહોંચી તે કેવો હશે એ જોવાને બહુ આતુર થઈ જતો. અને ધારતો કે પોતાને રસ્તો દેખાડનારા રાક્ષસો આમ કરવાથી ઉતાવળા ચાલશે. કેટલીક વખત તેને બાજુની કેડીએ નીચે ઉતરીને ત્યાં શું છે તે જોવાનું મન થઇ જતું. પણ પોતાને બચાવનાર રાક્ષસીની શીખામણ તેને યાદ આવતી એટલે તે આડે રસ્તે નહિં જતાં પોતાને રસ્તો બતાવનારના કહેવા પ્રમાણે જ ચાલ્યો.

એ બધાં છોકરાંઓમાં એક છોકરી હતી, તેના ઉપર બદુને ઘણું હેત આવતું. બનતાં સુધી તો તે બન્ને સાથે જ રહેતાં અને તેથી તેઓ થોડીવારમાં જ દોસ્તદાર થઇ ગયાં.

એ છોકરી જોરાવર અને ચંચળ હતી, અને

બટુની સાથે જ ઉતાવળી ઉતાવળી ચાલતી હતી, એટલે બટુને તેના પર હેત આવતું. તે છોકરીનું નામ હસુ હતું, અને તે પણ બટુની માફક જલદી પર્વત ઉપર પહોંચી જવાને આતુર હતી એટલે એને લાગતું કે રસ્તો બતાવનારા બહુ ધીમા ચાલે છે.

ઘણીવાર હસુ અને બટુ સરત રમતાં કે ગામેનાં ઝાડ સુધી દોડીને પાછું કોણ વહેલું આવી પહોંચે છે. ઘણીવાર તો હસુ નાનાં છોકરાંઓને વારાફરતી પોતાની ખાંધ ઉપર બેસાડી લેતી અને તેઓ થાકી જતાં ત્યારે તેમને પોતાથી બનતી મદદ કરતી.

તેને એક દિવસ બટુએ પૂછ્યું કે, " તું આમ છોકરાંઓને શા માટે તેડે છે ? આપણે બે માત્ર દોડીએ છીએ, અને શરત કરીએ છીએ એ જ બહુ સારું છે."

હસુએ જવાબ આપ્યો કે,—" મારા ધારવા પ્રમાણે નબળાં માણસોને બનતી મદદ આપવી એ શકિતવાળાં માણસોની ફરજ છે. માટે આખો દિવસ આપણે રમત રમ્યા કરીએ, અને થોડો વખત પણ તેમને મદદ ન કરીએ એ સારૂં નહિં."

આ સાંભળીને બટુને હસુ ઉપર વધારે હેત આવ્યું. અને તેણે પણ હસુની પેઠે જ કરવા ધાર્યું, અને નાનાં છોકરાંઓને હસુની જોડે પોતાથી બનતી મદદ આપવા લાગ્યો.

એક દિવસ એમને દોરાવનારા ભોમીઆઓ એકાએક ઉભા રહી ગયા, અને બધાં છોકરાઓ સામે ફરીને બોલ્યા કે, "આપણી તરફ શત્રુઓ આવે છે. તેમનાં ટોળાં વચ્ચેથી આપણે આપણો માર્ગ કહાડવો પડશે. અને તેમ નહિં થાય તો તેઓ આપણને મોટા દરવાજા સુધી પહોંચવા નહિં દે. માટે આપણે લડાઇની તૈયારી કરીએ."*

આ સાંભળીને બધાં છોકરાંઓ શત્રુઓ સાથે લડાઇ કરવાને તૈયાર થઈ ગયાં, અને શત્રુઓ ગમે તેવા જોરાવર હોય તોપણ પોતે પાછાં ન ફરવું એવો સઘળાંએ નિશ્ચય કર્યો.

---

* આવો બાળક બખ્તર દઉં લડાઇમાં જાતાં શીખવું.
બાળગીતમાળા, પૃષ્ટ ૩૭.

દોરનારાંઓમાંથી એક જણે કહ્યું કે, " આ લશ્કર-ના ઉપરી જેવું લાગેછે તે **અજ્ઞાન** છે. આપણે જો તેને મારી શકીશું તો પછી આપણે બીજાંઓ સામે લડવામાં બહુ મુશ્કેલી નહિ પડે. જો કે **આળસ** અને **ગુસ્સો** એ બે સરદારો પણ બહુ બળવાન છે. છતાં જો આપણે **અજ્ઞાનને** જીતીશું, તો તેમને જીતવાનું અઘરૂં નહિં પડે. " આટલું કહીને તે ભોમીઆઓએ છોકરાંઓની નાની નાની ટુકડીઓ પાડી દીધી, અને બધી ટુકડીનોં સરકારી મુખ્ય ભોમીઆએ લીધી. છો-કરાંઓ પાસે માત્ર તેમનાં મગજ, હૃદય અને કામ કરવાના ઉત્સાહ વિના બીજાં હથિઆર નહોતાં. અને શત્રુઓ પાસે કલમનાં ભાલાં અને કાગળની ઢાલો હતી.

પછી બન્ને બાજુએ મોરચો મંડાયો એટલે મો-ટા ભોમીઆએ છોકરાંઓને કહ્યું કે, " જ્યારે હું હુમલો લઈ જવાનો હુકમ આપું ત્યારે પહેલાં તો તમારે શત્રુના સેનાપતિ અજ્ઞાનસિંહ તરફ ધસારો લઈ જવો. પછી તેને એકદમ નીચે પાડીને તેના

હાથ પણ, હું એક જ્ઞાનનું દોરડું તમારા તરફ ફેંકું તેના વડે બાંધી દેજો. આપણે અજ્ઞાનને કેદ કરીશું એટલે પછી બીજા શત્રુઓ તો આપણા હાથમાં આવ્યા જ સમજવા."

આ છોકરાંઓનું નાનું લશ્કર ઈશ્વરકૃપાથી કહ્યું માનવાનું સારી રીતે શીખ્યું હતું, એટલું સારૂં હતું. અને તેથી તેઓ ભોમીઆના હુકમ મુજબ શત્રુ તરફ એકદમ ધસી જઈ તેમને હરાવવાને આતુર થઈ ગયા. ભોમીઆનો હુકમ સાંભળવાને તેઓ એટલા આતુર હતા, કે કોઇ શ્વાસ લેતું તે પણ સંભળાતું.

છેવટે ભોમીઆએ હુકમ આપ્યો કેઃ—"આગળ વધો અને શત્રુને હરાવો."

એકદમ તેઓ શત્રુની સામે ધસી ગયાં, અને સેનાપતિ અજ્ઞાનસિંહ ઉપર હલ્લો કર્યો. પણ તે દેખાતો હતો તેના કરતાં ઘણો વધારે જોરાવર હતો તેથી છોકરાંઓએ આખો દિવસ તેની સાથે લડાઇ કરી. પણ છેવટે જ્યારે તેને પછાડીને નીચે નાંખ-

વામાં આવતો ત્યારે તેના હાથ પગ બાંધી લીધા પહેલાં તો તે પાછો ફરી ઉભો થઈ જતો.

અંધારૂં થવા માંડયું હતું, એટલે બટુએ એકદમ સખત હુમલો કર્યો અને અજ્ઞાનસિંહને નીચે પછાડી તે એકદમ બોલી ઉઠયોઃ–" બધા એના ઉપર ચડી બેસો એટલે એ ઉઠવા ન પામે."

આ સાંભળી બધાં છોકરાં સામટો પ્રયત્ન કરી તેના ઉપર કુદી પડયાં અને મોટા ભોમીઆએ જ્ઞાનનું દોરડું બટુ તરફ ફેંકયું ત્યાં સુધી બધાંએ તેને એવો દબાવી રાખ્યો કે તેણે ઘણાં તરફડીઆં માર્યાં પણ તે છૂટી શકયો નહિં. પછી તો બટુને હાથે જ્ઞાનને દોરડે બંધાઇને સેનાપતિ અજ્ઞાનસિંહ થોડીવારમાં જ કેદી બની ગયો.

આટલા વખતમાં શત્રુઓના જમણી અને ડાબી બાજૂના મૂખ્ય સરદારો–નામે સરદાર આળસરાય અને સરદાર ગુસ્સાસિંહ તેમની તરફ ઉતાવળા ધસી આવતા હતા.

આ જોઇને મૂખ્ય ભોમીએ હુકમ આપ્યો, "પેલી હરોલના ડાબા ફરો અને બીજી હરોલના જમણા ફરો." આ હૂકમનો અમલ થયો એટલે તરત જ હૂકમ મળ્યો, "એકદમ હુમલો કરો." છોકરાંઓ પોતાની આગલી જીતથી એકદમ ઉત્સાહમાં આવી ગયાં હતાં અને શત્રુઓએ આવો જોસદાર હુમલો થવાની આશા નહિં રાખેલી એટલે તેને ટકી રહેવું મુશ્કેલ પડયું. પણ તેઓએ કેસરીઆં કર્યાં હોય તેમ જીવ ઉપર આવી લડવા માંડયું. છોકરાંઓ પણ બહુ બહાદૂરીથી લડયાં. દરેક મિનિટે કોઇને કોઇ શત્રુ પડી જતો હતો, અને તેમનો ભોમીઓ તરત જ તેમના તરફ જ્ઞાનનું દોરડું ફેંકયા કરતો હતો, અને છોકરાંઓ આ દોરડાં વતી પોતાના શત્રુ માંહેલા જે બાયલા લોકો નાસી ગયા તે સિવાયના બીજા બધાઓને એ દોરડાંવતી બની શકે તેટલા સખત બાંધી દેતાં હતાં.

આ રીતે સેનાપતિ અજ્ઞાનસિંહ અને તેના મૂખ્ય

સરદારો આળસરાય અને ગુસ્સાસિંહનું તમામ લશ્કર કેદ થયું અને તેમની સાથેની લડાઇનો અંત આવ્યો. અને બટુ, હસુ અને બીજાં છોકરાં બધાય સલામતીથી મોટે દરવાજે આવી પહોંચ્યાં.

અહિંઆં તેઓ તેમના ભોમીઆથી છૂટાં પડયાં. કારણ કે હવે દરેકે પોત પોતાનો સ્વતંત્ર માર્ગ ખોળી કાઢીને આગળ વધવાનું હતું. તે મોટા પર્વત ઉપર ચડવાના ઘણા રસ્તા હતા, અને જ્યાં સુધી કોઇ પણ માણસે તેમાંથી એકેયનો પણ અનુભવ ન કર્યો હોય ત્યાં સુધી તે બધાંમાંથી કયો રસ્તો સાચો એ કોઇ કહી શકે તેમ નહોતું.

ભોમીઆઓએ કહ્યું:–" હવે અમો તમોને કાંઈ મદદ નહિં કરી શકીએ માટે હવે રામ રામ છે. તમો ગમે તે રસ્તે જશો ત્યાં થોડે થોડે છેટે ધોળા થાંભલાઓ છે, તેથી તમને તમારો રસ્તો જડશે. રસ્તે ચાલવામાં તે થાંભલાઓને જ ભોમીઆ તરીકે માની લેવા જોઇએ. નહિં તો નક્કી રસ્તો ભૂલી જવાય."

આટલું કહી ભોમીઆઓ છૂટા પડયા. અને જ્યારે તેઓ ગયા ત્યારે છોકરાંઓને તેને માટે દિલગીરી થઈ. કારણ કે તેઓ બહુ જ ભલા હતા, અને તેમના જવાથી બાકીની મુસાફરીનો બધો માર્ગ છોકરાંઓએ જાતે શોધી લેવાનો હતો.

બટુએ પોતાનો રસ્તો તરત જ શોધી કાઢયો. અને જ્યારે તેને હસુથી જૂદા પડવાનો વખત આવ્યો, ત્યારે તેણે હસુને કહ્યું કે, "હું ખાત્રીથી કહું છું કે આપણે પાછાં ફરીથી મળીશું." કારણ કે હસુએ પણ પરમાર્થને રસ્તે તે પર્વતની ટોચ ઉપર પહોંચવા ધાર્યું હતું.

હસુએ આંખનાં આંસુ છુપાવી ધીમેથી હસીને કહ્યું:—"હું પણ એવી આશા રાખું છું કે આપણે ફરીથી મળી શકીશું." આટલું કહી તે પોતાને રસ્તે પડી.

પછી તો બટુએ પોતાને માટે ઝાડમાંથી એક લાકડી બનાવી લીધી, અને પોતાની ટોળીનાં બીજાં

બધાં છોકરાંઓને રામ રામ કરી લઇને પોતે કીર્તિને રસ્તેથી પર્વતની ટોચ ઉપર જવા નીકળી પડયો. એ ચાલવા માંડયો ત્યાં પહેલે જ થાંભલે લખેલું હતું કે "જમણી બાજુ ચાલો."

બટુને કહ્યું માનવાની ટેવ પડી હતી એટલે તેણે ખાડાખડીઆ અને ધૂળના કે પત્થરના ઢગલામાં કે કાદવમાં પણ ગમે તેટલી અડચણ પડવા છતાં ચાલવા માંડયું. તેને ચોક્કસ ખાત્રી હતી કે કીર્તિનો આ માર્ગ મને જરૂર સહીસલામતીથી પર્વતની ટોચ ઉપર પહોંચાડશે. તેને વારંવાર એમ થઇ આવતું કે કયારે ટોચ ઉપર પહોંચાય અને ત્યાંની મજા લેવાય. કારણ કે બટુને ખાત્રી હતી કે જો એક એક વખત કોઈ રીતે છે ત્યાં પહોંચી જાય તો પછી આખી દુનિયાંમાં શું છે અને શું નહિં તે બધું દેખી શકાય અને આખી દુનિયાંને ઓળખી શકાય.

આવી રીતે ઘણા દિવસ સુધી તેણે ચાલ્યા કર્યું અને પછી એક પત્થરના ઢગલા ઉપર તે ચડવા

ગયો ત્યાં તેની લાકડી ભાંગી ગઈ એટલે ત્યાં અટકવું પડયું. તુરત જ તેણે એક નવી લાકડી બનાવી લીધી અને આગળ ચાલતો થયો. આ વખતે તેને પેલો રાક્ષસ સાંભર્યો અને પોતાને લાકડી બનાવતાં તથા તેનો ઉપયોગ કરવાનું શીખવવા માટે અત્યારે પણ બદુએ તેનો ઉપકાર માન્યો.

લાકડી બનાવી લઈને તે ફરીથી ચાલતો થયો. અને માર્ગમાં જે જે નિયમોની ખબર પડતી ગઈ તેનું સારી રીતે ધ્યાન રાખતો ગયો.

આગળ જતાં એક થાંભલા ઉપર લખ્યું હતું કે, " ઘુવડ બોલે તોપણ પાછો ન ફરીશ. "

આવી રીતે તેણે મક્કમપણે આગળ વધવાનું નક્કી કર્યું. અને આગળ ચાલતાં ચાલતાં તેણે આ શબ્દો ઉપર વિચાર કરી જોયો કે આનો અર્થ શું થતો હશે. પણ થોડા વખત પછી આ વિચાર તેના મનમાંથી નીકળી ગયો, કારણ કે તેને બીજા ઘણા નિયમો માટે ધ્યાન આપવાનું હતું.

બટુ આનંદી અને હોંશીઆર છોકરો હતો. એટલે અત્યારે પણ તેનામાં તે પોતાને ઘેર રહેતો તે તે વખતના જેટલું જ જોર અને હિંમત આવ્યાં હતાં. હવે એને એમ જ થયા કરતું કે "તે પર્વતની તળેટીમાં જઇને તેના ઉપર ચડવાને હું કયારે તૈયાર બની જાઉં ?" વળી તેણે પોતાના મનમાં આનંદથી કહ્યું:–"ગમે તેટલું દૂર હશે પણ કોઇક દિવસ તો તેનો અંત આવશે જ ના ? એક દિવસ તો હું જરૂર ત્યાં પહોંચવાનો જ."

આમ બોલી તેણે ધીરજથી આગળ ચાલવા માંડયું. રસ્તો એટલો સુંદર હતો અને પર્વત એટલો નજીક દેખાતો હતો કે તેને ચાલવામાં થાક અને કંટાળો લાગવાને બદલે ઉલટો આનંદ આવતો અને ચાલતાં ચાલતાં ઘડીમાં તે ગાતો તો ઘડીમાં પક્ષીઓ સાથે વાતો કરતો, અને એવીજ રમત ગમતમાં પોતાનો રસ્તો કાપતો હતો.

થોડા વખત પછી તેને જણાયું કે જેમ જેમ તે પર્વતની નજીક આવતો હતો, તેમ તેમ તે દૂરનો દૂર લાગ્યા કરતો હતો, અને રસ્તો એટલો વાંકોચુંકો આવતો કે એ જોઇને તેને ગભરામણુ પણુ થતી.

તેને વિચાર આવ્યો કે "જો હું આમને આમ સીધો ચાલ્યો જાઉં, અને આ વાંકાચુંકા રસ્તે ચાલવાને બદલે નવો સીધો રસ્તો બનાવું તો હું ત્યાં વહેલો પહોચી જાઉં."

તેણુ ચાલતાં ચાલતાં નકકી કર્યું કે એવો એક રસ્તો બનાવવો અને તેનું નામ "કીર્તિનો ટુંકો માર્ગ" રાખવું. પણુ એટલામાં તેને યાદ આવ્યું કે પેલી રાક્ષસીએ "મૂખ્ય રસ્તો છોડત્રો નહિં" એવી તેને શીખામણુ આપી હતી. એટલે ફરીથી તેણુ તે જ રસ્તે આગળ ચાલવા માંડયું.

પણુ હવે તેને થાક લાગવા માંડયો હતો. કારણ કે તેણુ ઘણા દિવસો સુધી ચાલ્યા જ કર્યું હતું અને તે દરમિયાન તેને રાત્રે ઉઘાડી જગ્યામાં સૂઈ

રહેવું પડતું, અને દિવસે ખાવા માટે માત્ર સૂકાં ફળ ફૂલ જ મળતાં.

આગળ જતાં એક બીજો થાંભલો આવ્યો, તેના ઉપર "સાંભળો" એટલા જ અક્ષર લખેલા હતા.

આ વાંચ્યા પછી તે એક વાડ પાસે આવી પહોંચ્યો ત્યાં સુધી તેણે બહુ જ સંભાળથી ચાલ્યા કર્યું. ત્યાં એક વાડ ઉપર છ ઘુવડો બેઠેલાં તેણે જોયાં. તે બટુને જોઈને એકદમ બોલી ઉઠયાં:–"અરે છોકરા, તું ભૂલો પડયો છે. નક્કી તું રસ્તો ભૂલી જ ગયો છે. આ રસ્તેથી તું પર્વત ઉપર જઇ શકીશ નહિં. આ રસ્તો આમને આમ વાંકોવાંકો ચાલ્યો જ જાય છે પણ તેનો કયાંઇ છેડો જ નથી; માટે મૂર્ખા, પાછો જા પાછો હવે તો, અથવા તો નવે રસ્તે જા."

આ સાંભળીને બટુ બહુ જ નિરાશ થઈ ગયો. કારણ કે તે નીકળ્યો ત્યારે તેણે ખાત્રી કરી હતી કે કીર્તિના માર્ગેથી વહેલા મોડા પણ પર્વતની ટોચ ઉપર પહોંચાશે. પરન્તુ ઘુવડોએ આવું કહ્યું, અને

તેને બહુ થાક લાગ્યો હતો એટલે હવે પાછા જવાની ઇચ્છા પણ નહોતી થતી. આથી તેણે ઘુવડોને પૂછ્યું કે, “ આ જંગલમાંથી કોઇ એવો ટુંકો રસ્તો નથી કે જેનાથી તે પર્વત ઉપર તરત જ પહોંચી જવાય ?”

આ સાંભળીને ઘુવડોએ એક બીજા સામું જોઇને આંખમીંચામણી કરી, અને બટુને કહ્યું:–“ તું અહિંથી પાછો ત્રીજા થાંભલા પાસે જા, અને ત્યાં તેં જે ટુંકે રસ્તે જવાનો વિચાર કર્યો હતો, તે ટુંકે રસ્તે થઇને તું પર્વત ઉપર જા. અહિં તું ખોટે રસ્તે આવ્યો છે.”

બટુએ ઘુવડોનો આભાર માની પાછા ફરવા માંડયું, ત્યાં તેને કીર્તિને રસ્તે જનારે પાળવાનો એક નિયમ યાદ આવ્યો કે “ ઘુવડો બોલે તોપણ પાછું ફરવું નહિ. ” આથી તે ઉભો રહ્યો અને તેને યાદ આવ્યું કે પોતે જોયેલો ટુંકો રસ્તો બહુ જ સુંદર અને ઘટાવાળો હતો; અને એ રસ્તો જોતાં જ મનમાં એવું લાગી જતું હતું કે એ રસ્તો નક્કી પર્વત ઉપર

જવાનો જ હશે. વળી તેને આ વખતે જ પેલા રાક્ષસ અને રાક્ષસીના પણ વિચાર આવ્યા, અને થોડા વખત પહેલાં સરદાર અજ્ઞાનસિંહ સામે લડાઈ કરવામાં મદદ કરનાર પોતાનો ભોમીઓ પણ તેને યાદ આવ્યો; અને તેની સાથે જ ભોમીઆએ રસ્તાના નિયમો ઉપર ધ્યાન આપવાનું કહ્યું હતું તે પણ સાંભર્યું. અને તેનું ડગમગવા માંડેલું ચિત્ત ફરી સ્થિર થવા લાગ્યું. છતાં એ હજુ તેને આવો સુંદર અને સરલ દેખાતો રસ્તો જ પર્વત ઉપર પહોંચી જવાની લાલચ છોડતી નહોતી. પણ છેવટે તેણે પોતાનું મન દૃઢ કર્યું અને ઘુવડના બોલવાની દરકાર કર્યા વિના ફરીથી પોતાને મૂળ રસ્તે ચાલવા માંડ્યું.

આમને આમ તે ઘણા દિવસ ચાલ્યા કર્યો, અને રસ્તામાં ઘણાં ઘણાં પરાક્રમો કરતો ગયો, અને અંતે એક દિવસે રસ્તા ઉપર ચાલ્યાં જતાં એક ટોળાંએ તેને ઉચકી લીધો અને એકદમ પર્વતની તળેટીમાં લાવી મૂક્યો.

એકાએક પોતાની નજર સામે આવી રહેલા ચાવલ મોટા અને ઉંચા પર્વત સામે તેણે નજર નાંખી તો તેને એટલો બધો આનંદ થયો કે પોતે ભૂખ્યો તરસ્યો અને થાકયોપાકયો હતો તોપણ અંતે પોતે પર્વત પાસે પહોંચી શકયો તેથી તે પોતાનું બધું દુઃખ ભૂલી ગયો અને તેથી તેની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં.

આટલું કહીને પીંપળાએ પોતાની વાર્તા પૂરી કરી; અને પાન તથા તેનાં કુંપળીઓ હસતાં હસતાં પવનમાં ઝુલવા લાગ્યાં.

આ વાર્તા સાંભળીને વિજુ તો વિચારમાં જ પડી ગઈ. તેણે પૂછયું, " શું છોકરાઓથી જ એ પર્વત ઉપર જઈ શકાય છે ? "

પીંપળાએ હસતાં હસતાં ઉત્તર આપ્યોઃ–" અરે, ના રે, બટુએ જેમ કર્યું તેમ કરે તેવાં બધાંય છોકરાં —છોકરીઓ પણ ત્યાં જઈ શકે છે. "

"આ સાંભળી વિજુ શાંત થઈ અને બોલીઃ– "ત્યારે તો હસુએ પણ તે પર્વત શોધી કાઢયો હશે! કેમ ખરૂં કે નહિં?" પીંપળાએ હા કહી એટલે વિજુએ મગરૂરીથી કહ્યું," હું એમ ધારતી જ હતી."

આટલી વાતચિત થઈ ત્યાં વિજુએ ગુલાબની પાંખડીનાં કપડાં પાછાં સમારી દીધાં હતાં અને વિનુએ પોતાના અને વિજુના જોડા બનાવ્યા હતા. એટલે બન્ને છોકરાં એક સાથે જ બાગમાં આગળ ફરવા ચાલ્યાં ગયાં.

આગળ જતાં એક ઢોળાવ આવ્યો ત્યાં વિજુ દોડવા લાગી અને તેમાં તેને બહુ જ આનંદ આવ્યો. વિનુએ તેને થોડી આગળ જવા દીધી હતી અને પછી બન્ને નીચે જતાં સુધીમાં આગળ નીકળી શરત રમતાં હતાં. એકાએક વિજુનો પગ લચકાઈ ગયો અને તે એક ગુલાબના કયારામાં પડી ગઈ. ગુલાબના છોડવા હજુ નાના હતા એટલે વિજુના પડવાથી તેમાંના ઘણા ચગદાઈ ગયા. વિજુએ તેને સરખા કર્યા પણ

પોતે કરેલા નુકશાનનો વિજુને પસ્તાવો થવા લાગ્યો. ત્યાં તો પેલો અદૃશ્ય માળી આવ્યો, અને ઘાંટો પાડી બોલ્યોઃ—" અરે ! મારા ગુલાબ કોણે ચગદી નાંખ્યા ? "

વિજુ તો ગાભરી જ થઈ ગઇ અને કશું ન બોલી શકી. એટલામાં વિનુ પણ ત્યાં આવી પહોંચ્યો. માળી વાત કહી શકતો નહોતો પણ આ નુકશાન કોણે કર્યું હતું તે તો તે તરત જ જાણી ગયો હતો.

વિજુનું મોં લાલચોળ થઈ ગયું અને તે મોટેથી બોલી ઉઠીઃ—" ગુલાબના છોડ કેવી રીતે ભાંગી ગયા તેની મને ખબર નથી. તમે એમ ધારો છો કે એ પવનથી ભાંગી ગયા હશે ? "

અદૃશ્ય માળીએ કહ્યુંઃ-" મને પણ એમ જ લાગે છે. પણ મોગરાના ફુલની વાત તમે નહિં જાણતાં હો."

વિજુએ ના કહી એટલે અદૃશ્ય માળીએ કહ્યું કે, સાંભળો ત્યારે.

## તનુની વાર્તા.

એક જાદુઈ દુનિયા હતી. તેમાં બધાંય તે સાચું જ બોલતાં, જૂઠું બોલવાનો કોઈને પણ વિચાર ન આવતો. અને આ અજાયબ દુનિયામાં કોઈએ જૂઠું તો સાંભળ્યું જ નહોતું-જૂઠું શું કહેવાય એ કોઇ જાણતું જ નહોતું. એ દુનિયા બહુ સુંદર હતી, દરેક ઘર ઘણાં સુંદર અને સુઘડ હતાં, અન ઘરની બહાર ફુવારા વાળા નાના નાના બગીચા હતા, અને તે ફુવારામાંથી ચોખ્ખું સુંદર પાણી ઉડતું હતું.

આ જગ્યા ખરેખર બહુ જ રળીઆમણી હતી, કારણ કે અહિંનાં બધાં રહેવાસીઓ બહુ જ હિંમતવાળાં હતાં અને દરેક જગ્યા ઘણી જ સુંદર હતી.

એક વખત આ સુંદર જગ્યામાં એક નાનો છોકરો ફરતો હતો. તે કોણ હતો કે કયાંથી આવ્યો હતો તે વિષે કોઈ જાણતું નહોતું. તે છોકરાનું નામ તનુ હતું. તનુને કોઈ ખાસ સગું વહાલું હોય એમ જણાતું નહોતું. કારણ કે દરેક લોકો એક સરખી

રીતે તેના ઉપર બહુ જ હેત રાખતા હતા, અને તેને ખાવાનું તથા લૂંગડાં લત્તાં આપતા હતા. જ્યારે આ જાદુઈ દુનિયા નવી વસી હતી ત્યારે તનુ એક માયાળુ કુટુંબનાં દયા—હેત—પ્રીતિ વગેરે છોકરાંઓ સાથે રહેતો હતો અને તેમનાં રમકડાં માગી લઇ તે વડે આ બાગમાં રમતો હતો. પણ તેમનાં રમકડાંની કાળજી રાખવાને બદલે તનુને ગમે તે ઠેકાણે રમકડાં મૂકીને ચાલ્યાં જવાની ખરાબ ટેવ પડી હતી.

આમ કરતાં એક દિવસ તનુના હાથમાંથી લાકડા-ની નાની ઘંટી પડીને ભાગી ગઈ. તનુએ એકદમ તેના કકડા વીણી લીધા અને તેને સૂરજના તડકા-માં સામે રમી રહેલા ઝરામાં નાંખી દીધા.

પછી તે છોકરાંઓએ પોતાનાં રમકડાંની તપાસ કરવા માંડી અને કેમુએ તનુને પૂછયું કે, “મારી લાકડાની ઘંટી કયાં ગઈ?” પણ તનુએ તેનો કાંઇ જવાબ આપ્યો નહિં. માત્ર તે પોતાના ખભા ઉછા-ળતો ઉભો રહ્યો. પછી કાંઇક અચકાઇને તે બોલ્યોઃ—

" તમારી ઘંટી અહિંઆં તો નથી, કદાચ પેલા ઝરામાં પડી ગઇ હશે."

આ સાંભળીને બધાં છોકરાં ઝરામાં જોવા દોડી ગયાં. પણ તેમને કાંઇ ઘંટીનો પત્તો મળ્યો નહિં. કારણ કે તે ઝરાનું પાણી તદ્દન ગંદુ અને મેલું હતું અને તેમાં નજર નાંખવાથી અંદરનો કોઈ પણ ભાગ જોઇ શકાતો નહોતો.

છોકરાંઓએ એ ઘંટી ખોવાયાની વાત પોતાનાં માબાપને કહી એટલે તેઓ બહુ ચીડાઇ ગયાં અને એમને એ બાબતમાં તનુનો કાંઇક વાંક હશે એમ લાગ્યું અને તેમણે તેને કહી દીધું કે, " હવેથી તારે અમારે ઘેર આવવું નહિં."

આ સાંભળીને તનુ વીલે મ્હોડે કોઇ બીજા કુટુંબમાં રહેવા ચાલ્યો ગયો. તે કુટુંબમાં કોઇ છોકરાં જ નહોતાં. ત્યાં ગયા પછી થોડો વખત તો બધું બરાબર ચાલ્યું, પણ પછી એક દિવસ તનુને પતંગી-આં પાછળ દોડવાનું મન થયું. પોતે ક્યાં દોડતો હતો

તે તનુને ધ્યાનમાં ન રહ્યું અને તેણે કેટલાક ફુલના ક્યારા ઉપર ચાલવા માંડયું, અને તેથી કેટલાંક ફુલ તો ઉઘડતા પહેલાંજ ચગદાઇ ગયાં. આ જોઇને તનુને ઘણો શોક થયો; પણ પોતાને કાઢી મૂકવાની બીક લાગતી હોવાથી તેણે તે બધાં ફુલ વીણી લઇને ઝરામાં ફેંકી દીધાં.

ઘરધણીએ ફુલનો ક્યારો જોઇને પૂછ્યું:-"તનુ બેટા, તને ફુલની કાંઈ ખબર છે કે?" તનુએ કહ્યું:- "હા, મેં ઝરામાં થોડાં જોયાં હતાં."

"ઝરામાં ફુલ ક્યાંથી પડયાં? મને અચંબો થાય કે તે ત્યાં કેવી રીતે ગયાં?"

"મને પણ એમજ થાય છે." આમ કહી તનુ મનમાં બોલ્યો કે, "ગમે તેમ થશે તોપણ હું જૂઠું નહિં બોલું!"

ઘરધણીને લાગ્યું કે "ખરેખર તનુને ફુલની કાંઈ ખબર નહિં હોય" એટલે તે બોલ્યો, "વખતે કુતરાએ ફુલ ચગદી નાંખ્યાં હશે, એટલે માળીએ તે ઝરામાં ફેંકી દીધાં હશે."

તનુએ કહ્યું, "વખતે એમ પણ હોય."...આટલું કહીને તે મનમાં ફુલાવા લાગ્યો કે મારે જૂઠું બોલવું નથી પડ્યું !

પણ બીજે દિવસે તેના મનમાં આવો આનંદ રહ્યો નહિં. કારણ કે તેણે બાગમાં જઇને જોયું તો ઝરાનું બધું પાણી મેલું થઇ ગયું હતું અને બધાં ફુલ કરમાઇ ગયાં હતાં.

ઘરધણી જ્યારે પાછો ફરતાં ફરતાં અહિં આવી પહોંચ્યો ત્યારે તેણે આ સર્વ જોયું અને તેના મનમાં આથી બહુ દુઃખ થયું. તેણે દીલગીરીભર્યે ચહેરે તનુને કહ્યું કેઃ—"તનુ, તું આવ્યો ત્યાર પહેલાં અમે બહુ સુખી હતાં, અને આ ઝરો આજ દિવસ સુધી તદ્દન ચોખ્ખો અને નિર્મળ રહેતો. પણ તું કોણ જાણ્યે કેવાં પગલાંનો છે કે તારે લીધે આ ઝરાનું પાણી પણ મેલું થઇ ગયું. નક્કી તેં કાંઇ ખોટું કામ કર્યું હોવું જોઇએ. મારે તારા ઉપરનું હેત ઉતારી નાંખવું પડે છે. તેથી મને બહુ ખેદ

થાય છે; પણ તારા આવવા પહેલાં કદી આવું બન્યું નહોતું. હવે તારે અહિંથી જઇને બીજે કયાંઇ રહેવું જોઇએ."

હવે તનુ અહિંથી નીકળીને એક ડોશી સાથે રહેવા લાગ્યો. તે ડોશીને પાછળ બીજું કોઈ નહોતું. પોતે બાળવિધવા હતી અને સગાંવહાલાં સૌ મરી ખુટયાં હતાં.

બીજાંઓને પણ એમ લાગ્યું કે હવે તનુ ત્યાં રહ્યો એટલે કોઇને નુકસાન નહિં કરી શકે.

પહેલાં તો તનુ બહુ સારી રીતે વર્તવા માંડયો. પણ એક દિવસ આંબલી પીંપળી રમતાં તે છાપરા પરથી નીચે પડયો અને ડોશીમાએ એક બીલાડીનું બચ્ચું પાળ્યું હતું તેને ચગદીને મારી નાંખ્યું.

બીજા છોકરાઓ ઘેર ગયા ત્યાં સુધી તો તેણે બિલાડીના બચ્ચાને બાજુ પર મૂકી રાખ્યું, પણ પછીથી તેને લાગ્યું કે આ જોઇને ડોશીમા બહુ ચીડાશે, એટલે તેણે તેને ઝરામાં નાંખી દીધું. સવાર

થતાં ત્યાં પણ ઝરો સૂકાઇ ગયો, અને ઘરનાં બધાં ઢોર ઢાંખર પાણી વગર મરી ગયાં.

ડોશીમા તો બહુ જ દુઃખી થઇ ગયાં, અને તેણે રોતાં રોતાં તનુને પૂછ્યું કે, "તું આવું શું પરાક્રમ કરે છે કે તું જ્યાં જાય છે ત્યાં આવું ને આવું જ બને છે? મેં મારી આખી જીંદગી અહિં કાઢી પણ તેમાં કોઇ દિવસ ઝરાનું પાણી ડહોળું થયું કે સૂકાયું નહોતું.

આ સાંભળીને તનુ પણ દિલગીર થયો. પણ તે પૂરેપૂરૂં સાચું તો ન જ બોલ્યો. તેણે કહ્યું:—"રસ્તા ઉપર બિલાડીનું બચ્ચું મરેલું પડયું હતું. તેને મેં આ ઝરામાં નાખ્યું હતું. પણ હવે તે બાબત મને બહુ પસ્તાવો થાય છે!"

ડોશીમાએ આશ્ચર્યથી પૂછ્યું, "પણ તેને મારી કોણે નાંખ્યું? કુત્રાએ તો નહિં માર્યું હોય?"

"એમ પણ હોય." આમ કહેતાં આ વખતે પણ તનુને લાગ્યું કે પોતે હજુ સાચું બોલે છે!

પણ આ સાંભળીને કુત્રો બહુ જ ચીડાઇ ગયો.

અને તેણે પોતાનો ખોટો વાંક કહાડવા માટે તનુ ઉપર ખાર રાખ્યો. અને જ્યારે તેને દેખે ત્યારે તેને ભસવા લાગ્યો, એટલે ત્યાંથી પણ તનુ નાસી ગયો અને ક્યાંઇ બીજે રહેવા ચાલ્યો ગયો. પણ તે જ્યાં જ્યાં જતો ગયો ત્યાં ત્યાં એમને એમજ થયાં કર્યું. આખી જાદુઇ દુનિયામાં ક્યાંઇ ચોખ્ખું પાણી ન રહ્યું. જ્યાં જ્યાં સુંદરતા હતી ત્યાં ત્યાં બધે કરૂપડું અને બેડોળ લાગવા માંડ્યું. સૂર્ય પણ ઝાંખો થઇ ગયો અને દિશાઓ પડી ગઈ.

આ ઉપરથી જાદુઇ દુનિયાના બધા લોકોએ એક જાહેર સભા ભરી અને તેમાં પેલા જાદુગરને બોલાવંવા માટે માણસ મોકલ્યું. આથી એક લાંબી મુસાફરી કરીને તે ગુફામાંથી સમુદ્રકાંઠે આવ્યો અને તેણે બધી બાગ તથા પેલા ઝરાની તપાસ કરી.

આ પછી લોકોની એક બીજી સભા ભરવામાં આવી અને તેમાં તનુ, જાદુગર અને કુત્રાને બોલાવવામાં આવ્યા. જાદુગરે બધી તપાસ કરીને કહ્યું—

"મને લાગે છે કે તમારા બધા દુઃખનું કારણ તનુ જ છે. આ સુંદર દુનિયામાં બધાં સાચું જ બોલતાં અને તેથી બધાં સુખી અને બહાદૂર હતાં. ત્યાં તનુએ જૂઠાણું આણ્યું છે અને તેવાં જૂઠાણાંને તમારા ઝરાઓમાં નાંખ્યું છે તેથી ઝરા ખરાબ થયા છે."

તનુ ડુસકાં ભરતો અને રોતો રોતો બોલ્યો, "હું કદી જૂઠું બોલતો નથી."

આ સાંભળીને કુત્રો ઘુરકવા લાગ્યો, પણ પોતે જાણતો હતો તે કહી બતાવવાની તેની શક્તિ નહિં હોવાથી તે લાચાર થયો. જાદુગરે કુત્રા સામું જોયું અને તેના ઉપર દયા આવવાથી તેણે તનુને ગંભિરતાથી કહ્યું:–"ના રે, તું સીદ્ધી રીતે તો કદી પણ જૂઠું બોલ્યો નથી; પણ જ્યારે ડોશીમાએ તને પૂછ્યું કે બિલાડીને મારી નાંખવામાં કુત્રાનો જ વાંક છે, ત્યારે તેં એ વાત જ સાચી મનાવવાનો પ્રયત્ન કર્યો હતો."

તનુએ માથું નમાવ્યું અને બોલ્યો, "એ શું જૂઠું બોલ્યું કહેવાય?"

જાદુગરે ધીમેથી કહ્યું. “નહિં કે ?”

“ના.”

“ત્યારે શું તે સાચું હતું ? તારા વાંક માટે તેં કુત્રાને માર ખાવા દીધો તે ખોટું નહિ કે ?”

તનુએ આ વાતનો વિચાર કર્યો નહોતો તેથી તે નીચું જોઇ ધરતી ખોતરવા માંડયો.

જાદુગરે માયાભરી આંખે તનુની સામે જોયું અને પોતાનો હાથ તેના ખભા પર મૂકીને તે બોલ્યોઃ– “આપણે માટે કોઇ ખોટી ધારણા બાંધે, તેને પણ આપણે વગર પૂછયે સાચી વાત જણાવવી જોઈએ. ડોશી-માએ એમ જાણ્યું કે કુત્રાએ બીલાડીને મારી નાંખી, એટલે તેણે કુત્રાને કેટલી શિક્ષા કરી હતી ?”

જાદુઇ દુનિયાના બધા લોકો બોલી ઉઠયાઃ— “બિચારા કુત્રાને આટલું દુઃખ આપ્યું તે કેવું શરમ ભરેલું કહેવાય ?” જાદુગરે કહ્યું,–“તનુ, તને હવે જો કયાંઇ રહેઠાણ મળે તો ત્યાં જા અને તેં જે જે કર્યું છે તે બાબતનો વિચાર કરી જો.”

બિચારા તનુને માટે કોઇ રહેઠાણ રહ્યું નહોતું. તેને હવે કોઈ સંઘરે એમ નહોતું તેથી તે છેવટે જાદુગરની સાથે તેની ગુફામાં ગયો, અને ત્યાં તેણે જાદુગરને પૂછ્યું:–"હવે મારે શું કરવાનું છે? તમે મને જેમ કરવાનું કહેશો તેમ કરવાને હું તૈયાર છું."

જાદુગર કહેઃ—"તારે બધા ઝરાને ફરીથી નિર્મળ અને સ્વચ્છ બનાવવા છે. અને તું પ્રયત્ન કરીશ તો આ જાદુઇ દુનિયાને તેં ખેદાનમેદાન કરી નાંખી છે, તે પાછી જેવી ને તેવી જ સુંદર થશે."

આથી તે જ વખતે તનુ પેલા ઝરા પાસે ગયો. અને પોતે જે જે વસ્તુ ઝરામાં નાંખી હતી તે બધી તેમાંથી બહાર કાઢી, બધો બાગ સમારી, અને ડોશીમાને એક નવી મજાની બિલાડી લાવી આપી. અને પોતાની પહેલાંની વર્તણુક માટે તેણે કુત્રાની માફી માગી.

પછી તે રસ્તાને કાંઠે બેસી વિચાર કરવા લાગ્યો અને પછી દરેક ઘેર જઇને બધાંને ખરી વાત શું હતી અને એ બધું કેવી રીતે બન્યું હતું તે કહેવા

લાગ્યો એટલે તરત જ બધી બાગ સુંદર દેખાવા લાગી. અને ઝરાનું પાણી મોતી જેવું ચોખ્ખું અને નિર્મળ થઈ ગયું. સૂર્યનું તેજ ઝાંખું થઇ ગયું હતું તે પણ પાછું ચળકવા લાગ્યું અને બધાં માણસો સૂખી થયાં.

તનુ પણ તેને કુત્રાએ અને ગામના લોકોએ માફી આપી તેથી સુખી થયો.

આ બધું થયું એટલે પછી તનુને જાદુગરે કહ્યું, " હવે જો તારી મરજી હોય તો તું જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો જા. "

તનુએ કહ્યું, " ના સાહેબ, આપ મહેરબાની કરીને મને આ જાદુઈ દુનિયાંમાં જ રહેવા દો. હવે હું કદી પણ ખોટું કામ કરીશ નહિં. "

પછી તો તનુ ત્યાં જ રહ્યો, અને ગામના લોકોનું એના ઉપર બહુ હેત થયું, અને તનુને જેને ઘેર રહેવા જવાની મરજી થતી ત્યાં એને બધાય ખુશીથી આવવા દેતા અને હંમેશાં નવું નવું ખાવાનું અને રમકડાં આપતા.

આમ કરતાં તનુ મોટો થયો, અને તેણે પોતે એક ઘર માંડયું, અને દયા નામની છોકરી સાથે પરણીને સુખી થયો. લોકો કહેતા કે ' આખી જાદુઈ દુનિયામાં તનુના જેટલું કોઇ સુખી નથી. વળી ઝરાનું પાણી પણ તનુની બાગમાં જ બધાથી ચોખ્ખું રહેતું.

અદૃશ્ય માળી જ્યારે આ વાત કરી રહ્યો ત્યારે વિજુએ ભાંગી ગએલાં ગુલાબ સામે નજર કરી અને તે ઘણી દિલગીર થઇ. વળી તેને સાચું બોલવાનું પણ મન થયું; કારણ કે માળીએ આ વાર્તા શા માટે કહી હતી તેનું કારણ તે સમજી ગઇ હતી. પણ તેને સાચું બોલવાની હિંમત થતી નહોતી.*

વિનુને આ વખતે વડ અને કાંટાશેળીઆએ કહેલી વાર્તાઓ યાદ આવતી હતી. નાનકડો વડનો કોંટો ( અંકુર–ફણગો ) સૂરજનાં કિરણો જોવા જતો હતો ત્યારે એવડો મોટો પથરો પણ તેને

*બોલું જે મુજ મનમાં થાય એમાં બ્હીવું શેનું કાંઈ?
બાળગીતમાળા.

આડે આવ્યો નહિં, અને ગટુને બધા નિશાળી-આઓ દેખતાં પોતાનો વાંક કબૂલ કરી દેતી વખતે તેમની શરમ આડે આવી નહિં, એ વાત અત્યારે તેના મનમાં ઘોળાયા કરતી હતી. એટલે તેણે વિજુની પાસે આવી તેના વાંસા ઉપર પોતાનો હાથ મેલ્યો, અને બોલ્યો, "વિજુ, એમાં બ્હીએ છે શું? કહી દે સાચે સાચું જે હોય તે."

આ સાંભળી વિજુએ નિશાસો નાંખીને અદૃશ્ય માળી ઉભો હતો ત્યાં તેની સામું જોયું અને બોલી, "ભાઇ, માળી, હું ટેકરી ઉપરથી નીચે દોડી આવતી હતી ત્યાં ગુલાબના ક્યારામાં પડી ગઈ અને મેં ગુલાબ ચગદી નાંખ્યાં." આટલું બોલતાં તે રડી પડી.

આ સાંભળીને અદૃશ્ય માળીએ થોડીવાર દેખો દીધો અને હસતાં હસતાં કહ્યું, "તને સાચું બોલવાની હિંમત આવી તેથી હું બહુ રાજી થયો છું."

વિજુએ દયામણે મ્હોંએ કહ્યું,–"ભાઈ તમે જો ખુશી થયા હો તો પાછાં એ ગુલાબને સારાં કરી આપોને."

માળી બોલ્યો, " ભલે હું એ ગુલાબને સારાં કરીશ હો ! પણ હવે અહિંથી જઇને પેલા ચંપાના ઝાડ નીચે બેસો એટલે તમને છાંયો મળે અને થાક ન લાગે. વધારે ખાવા માટે થોડાં ફળ પણ ત્યાં પડયાં છે, અને વળી તમે ત્યાં બેસશો એટલો વખત ચંપાનું ફૂલ તમને એક સારી વાર્તા પણ કહેશે."

ત્યાં ઝાડ વચ્ચે એક નાનકડા ખુણામાંથી વિનુ અને વિજુને થોડો મેવો અને દુધ મળ્યાં, તે તેમણે પાસે જ ચંપાનું ઝાડ હતું તેની નીચે બેસીને ખાધાં. અને તે ઝાડમાં ઉંચામાં ઉંચી ડાળે બેઠેલા ફુલે વિનુને માટે એક મજાની વાર્તા કહેવા માંડી.

હવે વિનુને કીર્તિ મેળવવાનો અને દેશ દેશમાં પ્રખ્યાત થવાનો લોભ થવા માંડયો હતો. એટલે તેણે ચંપાના ફુલને કહ્યું કે, " ભાઇ, મહેરબાની કરીને તમે કોઈ દિવસ ન સાંભળી હોય તેવી અને કોઇ ચોપડીમાં ન લખી હોય તેવી એક તદ્દન નવી જ વાર્તા જોડી કાઢીને અમને કહો. "

• •ચંપો કહે, " ચાલો, એવી વાર્તા કહું, પછી ?" એમ કહીને તે બોલ્યું:—" સાંભળો, છોકરાં.

## તલુની વાર્તા.

એક મોટા જંગલમાં એક સુંદર ગામડું હતું અને તેમાં તલુ નામની એક નાની છોકરી રહેતી હતી. તલુનો બાપ આ જંગલમાં કામે જતો અને તલુ તને હંમેશાં ભાત આપવા જતી. તલુના બાપને હરરોજ જૂદે જૂદે ઠેકાણે કામ કરવા જવું પડતું, એટલે વખતે વખતે તેને ગોતી કાઢતાં તલુને બહુ મ઼હેનત પડતી, અને કેટલુંય લાંબું ચાલવું પડતું. પણ પછી તેનો બાપ તેને કઈ જગ્યાએ મળવું તે કહી રાખતો અને તલુ આવવાની હોય તે વખતે તેની રાહ જોઇને ઉભો રહેતો એટલે તેને ઠીક પડતું. જો ઘેર કાંઇ કામ ન હોય તો પોતાનો બાપ જમે ત્યાં સુધી તલુ તેની પાસે બેસતી; અને જો ઘેર કામ હોય તો ભાત દઈને તે એકદમ ઘેર દોડી જતી. કારણ કે તે નિશાળે પણ જતી, અને ઘરનું બીજું ઘણું કામ કરતી.

તલુને હજુ દસ જ વરસ થયાં હતાં અને તેને બે નાની બહેનો તથા એક ધાવણો ભાઈ હતો. તલુ પોતાનાં ભાંડરડાંને પણ રમાડતી, અને તેને આટલું બધું કામ હતું તોપણ તે હંમેશાં થોડો વખત ગીતો ગાવામાં કાઢતી.* કારણ કે બીજું કામ કરતાં કરતાં તેને ગાવાની તક બહુ મળતી; અને બીજા બધા કામ કરતાં તેને ગાવામાં મજા પણ બહુ પડતી. કેટલીક વખત તે નિશાળમાં શિખેલી કવિતાઓ ગાતી અને કેટલીક વખત તે મોટી સ્ત્રીઓની પેઠે ગીત કે રાસડા પણ ગાતી.

એમ આખો દિવસ ગાયા કરવાની ટેવને લીધે વખતે વખતે તલુને નવી કવિતા જોડવાનું પણ મન થઇ આવતું, અને પોતે નવાં નવાં ગીતો જોડીને ગાતી પણ હતી.

વળી જ્યારે તે હંમેશાં ભાત લઇને જંગલમાંથી

---

*મારે એક જ નાનો ભાઇ તે હજુ બાલક છેક ગણાય.
બાલગીતમાળા.

મસ્તીમાં ગાતી નીકળતી તે વખતે પક્ષીઓને ગાતાં સાંભળતી અને તેમની જોડે પોતાનાં ગીતને સરખાવતાં સરખાવતાં તેને પક્ષીઓની નકલ કરવાનું મન થઇ જતું અને પોતે ઘરમાં એકલી હોય ત્યારે પક્ષીઓની નકલ કરતી.

વરસમાં એક બે વખત તલુની મા છોકરાંઓ માટે કાપડ ખરીદવા શહેરમાં જતી. એક વખત તેને લાગ્યું કે તલુ હવે મોટી થઇ છે, તેથી તેણે નાનાં છોકરાંને સંભાળવાનું અને જમાડી જુઠાડી રાત્રે ઉંઘાડી દેવાનું કામ તલુને સોંપ્યું, અને પોતે એકલી શહેરમાં ગઇ.

તલુને મા થવાનું બહુ ગમતું, એટલે આજ પણ તે નાનકડી મા બનીને બેઠી; અને છોકરાંઓને પોતાની પાસે બેસાડી તેમને રમાડવા લાગી. અને છોકરાંઓ માટે કાંઇ ને કાંઇ કર્યાં જ કર્યું, એટલે પોતાની માની પેઠે તે આખો દિવસ નવરી જ ન થઇ શકી. બધાં છોકરાં ઉંઘી ગયાં એટલે પોતે છોકરાંઓનાં બાળો-

તીઆં ધોઇને બાગમાં સૂકવ્યાં હતાં તે લેવા ગઇ. પણ ત્યાં તેણે કોઇને ગાતાં સાંભળ્યું, એટલે તે તપાસ કરવા માંડી ત્યાં તો કોયલ જ ટહુકી રહી હતી. તલુને લાગ્યું કે " હું પાસે જઇશ તો કોયલ ઉડી જશે " એટલે તે ત્યાં જ શાંત ઉભી રહી. તેને કોયલનો ટહુકો એટલો ગમતો કે વચમાં તે બંધ રહેતો એટલીવાર પણ તેનું મન તે સાંભળવાને ઉછળી રહેતું અને તેની આંખમાં પાણી આવી જતાં. પણ આખર તો કોયલ ઉડી ગઇ અને તલુ નિરાશ થઇને પોતે સૂકવેલાં કપડાં લઇને ઘરમાં ગઇ. પણ તે વખતે સાંજના પાંચ વાગી ગયા હતા, તેથી તે વાળુ માટે રસોઇ તૈયાર કરવા માંડી. અને પેલી કોયલનો ટહુકાર કાનમાં ભણકારા કરતો હતો એટલે તેણે બાગ તરફની બારી ઉઘાડી મૂકી કે ફરીથી કોયલ બોલે તો સંભળાય.

પણ કોયલ તો કાંઇ ફરીથી બોલી નહિં અને તલુને પોતાને કોયલના જેવું ગાવાનું મન થયું, અને

'તેણે તેવું ગાવાનો પ્રયત્ન પણ કરી જોયો એટલે તેને ધીમે ધીમે તેવું ગાતાં આવડયું ખરૂં, પણ તોય તે પેલા મીઠા ટહુકાર જેવું તો નહિં જ.

તે આમ ગાતી હતી ત્યાં તેની મા ગામમાંથી નવાં કપડાં ખરીદીને આવી અને તે કપડાં જોઇને તલુ એવી તો ખુશી થઇ ગઇ કે તે વખતે તો કોયલને પણ ભૂલી ગઇ અને કુદવા મંડી પડી.

તલુની માએ કહ્યું કે, " હું ઉપર જઇને કપડાં બદલી આવું ત્યાં તું ભાણું પીરસી રાખ." એટલે તલુએ ભાણાં તૈયાર કરવા માંડયાં અને સાથે સાથે ગાવાનું પણ શરૂ કર્યું. થોડીવાર થઇ ત્યાં કોઇએ બારણું ખખડાવ્યું. આ સાંભળીને તલુને કોણ જાણયે શા કારણથી પણ નકામી બીક લાગી, અને તે પોતાની મા પાસે દોડી ગઈ. બારણું ફરી વખત ખખડયું એટલે તલુની મા નીચે આવી અને કોણ હશે એમ વિચાર કરતી તલુ પણ કઠેરામાં એક બાજુ ઉભી રહી.

આવનાર માણસે બહારથી કહ્યું:—"એચ્છ્દણી માફ કરજો, પણ મેં કોઈને હમણાં જ ગાતાં સાંભળ્યું હતું ને ?"

તલુની માએ કહ્યું, "હા, હા, એ તો મારી તલુ ગાતી હતી. કેમ ?"

"તે એવું મીઠું ગાતી હતી કે હું તે સાંભળવા માટે બારણાં પાસે ઉભો રહ્યો હતો. હવે તમો રજા આપો તો અંદર આવી એ મીઠું ગીત સાંભળું."

પહેલાં તો તલુની માને વિચાર આવ્યો કે અજાણ્યા માણસને કયાં ઘરમાં દાખલ કરવો ? પણ તેનો ચહેરો એટલો માયાળુ હતો, અને તે તલુને ગાતી સાંભળવાને એટલો આતુર દેખાતો હતો કે તેને અંદર દાખલ કરવામાં તલુની માને કાંઇ ખોટું ન લાગ્યું.

તે અંદર આવ્યો એટલે તલુની માએ તેને પણ નીચે બોલાવી, અને તેને ગાવાનું કહ્યું. પણ પોતાની માએ ગાવાનું કહ્યું તેથી તલુને જે આનંદ થયો તે પેલા અજાણ્યા ગૃહસ્થને જોઇને જે શરમ લાગી

શેનાથી દબાઈ ગયો અને આજ પહેલી જ વખત તે ગાવાની આનાકાની કરવા લાગી, અને માંડમાંડ કરતાં તેણે એક નાનકડું ગીત ગાયું. પણ એ ગીત પૂરું થતા થતામાં તો તેની બધી શરમ ઉડી ગઈ અને પોતે થોડા વખત પહેલાં જે છુટથી ગાતી હતી તેવું ગાવા લાગી. પછી તો એ ગૃહસ્થે તલુને પોતાના ખોળામાં બેસાડી અને તેની સાથે વાતો કરવા લાગ્યો અને તેને થોડુંક ખાવાનું આપી ફરીથી ગાવાનું કહ્યું. અને તલુએ એક પછી એક સુંદર ગીતો ગાવા માંડયાં. છેવટે જ્યારે તે તલુનાં ગીતો સાંભળીને સંતોષ પામ્યો ત્યારે તેણે તલુના હાથમાં એક નજાનું ફૂલ મૂકયું અને તે ત્યાંથી ચાલ્યો ગયો.

જતાં જતાં તે તલુની માને પોતાનું રહેવાનું ઠેકાણું લખી આપતો ગયો, અને સાથે સાથે એટલું પણ કહેતો ગયો કે, "તમારી તલુએ મને એટલો આનંદ આપ્યો છે કે હું તેને કદી પણ ભૂલીશ નહિં. અને તમારે જો કોઇ દિવસ મારી મદદની જરૂર પડે તો

તમે મને બોલાવજો એટલે હું આવીને તમને બનતી મદદ કરીશ. ”

આ સાંભળીને તલુની માએ તેનો ઉપકાર માન્યો અને તે ચાલ્યો ગયો. તલુની માએ શિરનામાનો કાગળ પોતાની પેટીમાં મૂકી દીધો અને તલુનો બાપ આવ્યો એટલે બધાંએ વાળુ કર્યું અને તલુ ઉંઘી ગઈ.

તલુ ઉંઘી ગયા પછી, તેની માએ બધી વાત પોતાના પતિને કહી, એટલે તે હસતાં હસતાં બોલ્યો, “ તે તો તેને મોટી ઉસ્તાદ બનાવશે કે શું? ” આ શબ્દો તે માત્ર મશ્કરીમાં જ બોલ્યો હતો, અને તેને ખ્યાલ પણ નહોતો, કે પોતાનું બોલેલું અક્ષરે અક્ષર ખરૂં પડશે.

થોડા દિવસ તો પેલો વિચિત્ર ગૃહસ્થ સૌને સાંભર્યા કર્યો, પણ પછી સૌ પોતપોતાના કામધંધામાં પડયાં એટલે તેને ભૂલી ગયાં.

આમ કરતાં તલુ સોળ વરસની થઇ, અને મોટી થઈ તેમ ગાતાં પણ વધારે સારૂં શીખી. પણ હવે

તેને ગાવાનો વખત મળતો નહિં; કારણ કે આ [redacted] દુકાળ પડ્યો હતો એટલે અનાજ બહુ મોંઘું થઈ ગયું હતું, અને કામ ધંધો મળતો નહિં એટલે સૌના દિવસો બહુ ચિંતામાં જતા. ઘણા દિવસ સુધી તલુના બાપે કામ ધંધો મેળવવાનો પ્રયત્ન કર્યો પણ કોઇ જગ્યાએથી કામ ન મળ્યું. તલુની મા પણ જો મળે તો ભરત ગુંથણ કે તેવું જ કાંઇ કામ ખોળી કાઢી કોઇ પણ રીતે ગુજરાનનું સાધન શોધતી હતી.

તલુએ એકલીએ જ આ વખતે આખા ઘરનો કારભાર પોતાને માથે લઇ લીધો હતો. ઘર ગોઠવવું રાખવાનું અને છોકરાં સાચવવાનું કામ તે ઘણા ઉમંગથી કરતી હતી. ઘણીવાર તેને એકાદ અપવાસ પણ ખેંચી કાઢવો પડતો હતો, અને એવું જ બીજું પણ ઘણું દુઃખ હતું. પણ તેવા વખતમાં એ તે એકલી હોય ત્યારે કદી કદી છોકરાંઓનાં કપડાં સાંધતાં સાંધતાં ગાતી હતી.

તેને એક વખત વિચાર આવ્યો કે જો આમને

આમ ચાલ્યાં કરશે તો હવે આટલું કામ પણ નહિ રહે. કારણ કે બધા પૈસા ખાધા ખર્ચમાં જ વપરાઇ જાય ત્યાં મોજાં ક્યાંથી લાવી શકાય કે વળી તેને સાંધવાં પડે!

આથી તેણે પણ પસા કમાવાનું સાધન ગોતવા માંડયું, અને પોતાના મનમાં નક્કી કર્યું કે, "મને જો કયાંઈ નોકરી મળે તો ઘરનાં માણસોને પણ હું મદદ કરી શકું."

તેને આ વિચાર આવ્યો તેની સાથે જ એક મજાનું ગીત તેના હોઠ ઉપર ચડી આવ્યું. તે મધુરૂં મધુરૂં ગાતી હતી ત્યાં તેની મા આખા દિવસની થાકી પાકી ઘેર આવી, અને તલુના મીઠા ગીતથી તેનો અર્ધો થાક ઉતરી ગયો.

આખા દિવસની મહેનત બદલ તેને ચાર આના જ મળ્યા હતા. તે જાણીને તલુ બોલી ઉઠી, "મા, મા, મને એક યુક્તિ સૂઝી છે. હું શેઠીઆ લોકોની સ્ત્રીઓ અને છોકરીઓની પાસે ગાવા જતી જાઉં તો આપણને વધારે પૈસા ન મળે?"

આ ઉપરથી તલુની માને તલુ પણ ભૂલી ગઇ હતી એવી એક વાત યાદ આવી. તેણે એકદમ ઉઠીને પોતાનાં કાગળીઆંની પેટી તપાસવા માંડી અને તેમાંથી એક જૂનો કાગળ ગોતી કાઢયો. એ કાગળમાં પેલા ગૃહસ્થનું ઠેકાણું લખ્યું હતું.

એટલામાં તલુનો બાપ પણ આખો દિવસ રખડી રખડીને કોઈ પણ કામ ન મળવાથી નિરાશ થઇને ઘેર આવ્યો, અને તલુની માએ તે કાગળ તેને બતાવ્યો અન પેલા વિચિત્ર ગૃહસ્થની વાત તેને યાદ આપી. પછી સાંજે ત્રણે જણાં ખાઈ કરીને તે બાબતનો વિચાર કરવા બેઠાં. અંતે એવું નક્કી થયું કે બીજે દિવસે બપોરે તલુએ અને તેની માએ શહેરમાં જવું, અને એ ગૃહસ્થને ખોળી કાઢી તેને એના વચનની યાદ દેવડાવવી.

બીજે દિવસે બપોરે એ બન્ને આ સદ્‌ગૃહસ્થને ઘેર આવ્યાં, અને નોકરની સાથે સંદેશો કહેવરાવી બહાર ઓટલા પર બેઠાં. ત્યાં થોડીવાર પછી તેઓને એક મોટા અને સુંદર ઓરડામાં લઇ જવામાં આવ્યાં.

આ ઓરડો એટલો બધો મજાનો હતો કે એ જોઈને તલુ અને તેની મા તો દિંગ જ થઇ ગયાં. એ ઓરડામાં એક બાજુ એક મોટું હાર્મોનિયમ પડયુ હતું, અને બીજી બાજુ સર્વને બેસવાનું હતું.

તે ઓરડામાં ઘણીવાર સુધી તેઓ બેઠાં ને પછી સામેનું બારણું ઉઘડયું અને અંદરથી તે ગૃહસ્થ આવ્યા. તેનું નામ દયારામ હતું. અત્યારે તેઓ વૃદ્ધ લાગતા હતા અને તેને માથે પળીઆં આવ્યાં હતાં.

તલુની માએ તેને પોતાના આવવાનું કારણ જણાવ્યું, અને પોતાને મોંઘવારીને લીધે, તેમજ કામ ધંધો ન મળી શકવાથી કેવી કેવી અડચણ ભોગવવી પડે છે તે કહ્યું. "હવે તો તલુને જો કયાંઈ કામ મળે તો બહુ ઠીક થાય. આપ મહેરબાની કરીને જો કોઈ સારૂં ઠેકાણું શોધી આપો તો મોટો ઉપકાર થાય."

"તેમાં ઉપકાર જેવું કાંઇ નથી." આટલું કહીને તે ગૃહસ્થે તલુને પોતાની પાસે બોલાવી અને તેને બારી પાસે લઈ જઈ તેનું મોં ઉઘાડવા કહ્યું, અને પછી તેના ગળાના કાકડા સામું જોઈ રહ્યા. એ શું કરે

છે તે. પહેલાં તો તલુ પણ ન સમજી શકી. પણ તેણે ધાર્યું કે "એ વખતે ડાક્તર હશે એટલે મારૂં ગળું તપાસતા હશે."

પછી તે તલુને હાર્મોનિઅમ પાસે લઇ ગયો, અને પોતે એક ગાયન બજાવી તે તલુને ગાવાનું કહ્યું. તલુએ ગાયું એટલે તે હસ્યો અને તલુ સાથે વાત કરવા લાગ્યો અને તલુએ પોતાની સઘળી વાત તેને જણાવી દીધી. તેમજ પોતાનાં માબાપને મદદ કરવા માટે કાંઇ કામ શોધવાનો પોતાનો વિચાર જણાવ્યો, અને કહ્યું કે, "આપ જો તેવું કામ શોધી આપશો તો હું આપનો ઉપકાર કદી નહિ ભૂલું."

"વારૂ, આવતે બુધવારે આવજો એટલે તમારે માટે શું કરવું એ હું નક્કી કરી રાખીશ." પછી તેણે તલુની માને કહ્યું કે, "તમારા પતિને કાલે મારે ત્યાં મોકલજો. એને હું કાલથી કામે લગાડી દઇશ."

આ સાંભળીને તલુ અને તેની મા બહુ જ ખુશી થયાં, અને તે ગૃહસ્થનો ઉપકાર માનીને ઘેર ગયાં.

બે ત્રણ દિવસ પછી તલુના ઝુંપડા પાસે એક

ઘોડાગાડી આવીને ઉભી રહી, અને ગાડીમાંથી એક સદ્‌ગૃહસ્થ અને એક બાઇ નીચે ઉતર્યા. તેઓ બન્ને ઝુંપડામાં આવ્યાં. તેમને જોઇને તલુ અને તેની મા તો ખુશખુશ થઇ ગયાં. કારણ કે તેને નક્કી લાગ્યું કે તલુ માટે જગ્યા મળી હશે. આથી વધારે બીજો શો આનંદ હોય ?

દયારામ શેઠે તલુને ગાવાનું કહ્યું, અને તેણે થોડાં ગીતો ગાયાં, એટલે શેઠની દીકરીએ તેને કહ્યું, "બાપા, તમે ખરું જ કહેતા હતા હો ! આપણે તેને જરૂર મદદ કરીશું." આટલું કહીને તે તલુની સાથે એવી વાતો કરવા મંડી પડી કે ઘણી વાર સુધી બંધ જ ન પડે. અને છેવટે તલુનાં મા બાપને પણ તે કહેવા લાગી કે "તમે તલુને મારી સાથે જ મોકલો, મારે તેની પાસેથી ગાતાં શીખવું છે." આ સાંભળી તલુની આંખો તો આનંદથી ચમકવા માંડી. ગવૈયાઓ કેવા હોય, અને તેમને શું શું કરવું પડે તેની તલુને ખબર જ નહોતી. માત્ર તેને એટલી જ ખબર હતી કે ગાતાં

આવડે તો બહુ સારી કળા શીખ્યાં કહેવાઇએ. પછી આ દુકાળના વખતમાં પોતાનાં માબાપને મદદ કરવાની પોતાની ધારણા તેને યાદ આવી, અને તેથી પોતે ગાતાં નહિં શીખવી શકે એમ લાગવા છતાં, જ્યારે દયારામ શેઠે પૂછ્યું કે, "તલુ, તું ગાતાં શીખવી શકીશ કે?" ત્યારે તેણે ઉમંગમાંને ઉમંગમાં હા કહી દીધી. પણ શેઠે કહ્યું કે, "શીખવવા માંડયા પહેલાં તારે જાતે શીખવું જોઈએ." ત્યારે તેણે પોતાની બધી હિંમત એકઠી કરીને જવાબ દીધો કે, "મારા વિના મારી માને બહુ અડચણ તો પડશે, પણ તેમને મદદ કરવા માટે મારે કાંઇક કામ શોધી કાઢવાનું મન છે." શેઠ બોલ્યા, "તને કામ તો મળશે જ. તું ગાતાં શીખવી શકીશ એટલે તને ઘણા પૈસા મળશે."

પછી શેઠની છોકરીએ તલુનો હાથ પકડીને તેને વચન આપ્યું કે, "તને કામ મળે ત્યાં સુધી છોકરાંઓની સંભાળ રાખવાની ગોઠવણ હું કરી આપીશ."

તલુને જે જે શીખવાનું હતું તે બધાનું વર્ણન

કરીએ તો બહુ વખત જાય, કારણ કે કંઠ ગમે તેવો સારો હોય તોપણ ખાસ શીખ્યા વિના ખરેખરૂં ગાતાં આવડે નહિં. પણ તલુને ગવૈયા જેવું ગાતાં શીખવાનું બહુ મન હતું એટલે તેને આ મહેનત વધારે લાગી નહિં, અને તે ઉલટભેર શીખવા માંડી.

એમ કરતાં તલુને ગૃહસ્થોને ઘેર સ્ત્રી મંડળમાં ગાઈને કે તેમને ગાતાં શીખવીને પૈસા કમાવાનો વખત આવી પહોંચ્યો. અને તેણે પોતાનું કામ એટલું સારૂં અને કુદરતી રીતે કર્યું કે થોડા જ વખતમાં તે દેશે દેશમાં પ્રખ્યાત થઇ ગઈ. અને એ જયાં જયાં જાય ત્યાં ત્યાં લોકો એને જોવા ને સાંભળવા મળવા લાગ્યા.

તલુને હવે બહુ આનંદ થતો. કારણ કે તે સમજતી કે 'મારા ગાવાથી બીજાં સુખી થાય છે.' અને તેથી તે લોકોને વધારે સુખ થાય તેવું કરવાનો પ્રયત્ન કર્યા કરતી. કેટલીકવાર પોતે ઓળખતી પણ ન હોય તેવા માણસોના કાગળો આવતા કે, "જયારે અમે શોક અને દિલગીરીમાં ગરકાવ થઇ ગયાં હતાં

ત્યારે તમારા સંગીતથી અમો આનંદ મેળવી સુખી થયાં હતાં."

પણ આટલા સુખમાંએ તેને પોતાનું ઝુંપડું યાદ આવ્યા કરતું હતું, અને તે પોતાનાં માબાપને અને ભાઈ ભાંડુને દરેક રીતે મદદ આપવાનું ચૂકી નહોતી. તેમજ પોતાને આવી સારી સ્થિતિમાં લાવનાર દયારામ શેઠ અને તેની દીકરીને પણ તે તેટલીજ યાદ કરતી. અને તેમને ખુશી રાખવા વખતાવખત તેમને ઘેર જઈને માત્ર તેમની ખાતર જ સારાં સારાં ગીતો ગાઈ સંભળાવતી.

આમ કરતાં તે મોટી થઈ ત્યારે એક વખત દયારામ શેઠે તેને પૂછ્યું, "તલુ, તે દિવસ રાત્રે તમારા ઝુંપડાનું બારણું ઉઘડાવી મેં તને ગવડાવ્યું તે ઠીક થયું કે નહિં?" તલુ બોલી, "અહો તેને લીધે જ હું આટલી બધી સુખી છું ને? ગઈ કાલે જ મેં ગાયું એટલે લોકોએ મને તાળીઓથી વધાવી લીધી અને મને ફરીથી ગાવાનું કહ્યું. બધા લોકોની મારાપ્રત્યે આવી સારી લાગણી હોય ત્યારે મને કેમ આનંદ ન થાય?"

આ સાંભળીને દયારામ શેઠ હસ્યા એટલે તલુએ સ્હેજ દિલગીરીથી કહ્યું, “ હજુ મને મારામાં એક ખામી લાગે છે ! ” શેઠને તલુ માટે એટલું બધું માન હતું કે તેણે એકદમ ચમકીને પૂછ્યું, “ વળી તારામાં તે શું ખામી છે ? ” તલુએ શરમાતાં શરમાતાં કહ્યું, “ હું કોયલ જેવું ક્યાં ગાઇ શકું છું ? ” શેઠે હસતાં હસતાં કહ્યું, “ ઓહો ! એમાં તે શું ? મોટા મોટા ઉસ્તાદો પણ તેવું તો ન ગાઈ શકે !”

આટલેથી વાર્તા પૂરી થઈ, ત્યાં તો બધાંય ફુલને ઉંઘ આવવા માંડી હતી અને તેમણે પોતાની પાંખડીઓ બીડી દીધી હતી; એટલે વિનુ અને વિજુ વાત કરનારનો ઉપકાર માનીને ઉંઘી ગયાં. પછી જાગીને તેઓ ચમેલીની વેલ પાસે ગયાં, અને તે વેલ તો પૂછ્યા વિના જ વાર્તા કહેવા મંડી પડી. નજીકમાં એક ડોશીમા મોજું ગુંથતાં હતાં તે પણ વાર્તા સાંભળવા લાગ્યાં.

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા
મેનેજર-પ્રિન્ટિંગવર્ક્સ એન્ડ બુક્સ એજન્સિ.
અમદાવાદ.